# उत्सर्जन.

જેમનું વિદ્યા-જ્ઞાન પ્રશસ્ય હતું, જેમનું આનુ-શ્રવિકજ્ઞાનપ્રાપ્તિફલ, પ્રસંશનીય "સરસ્વતી માહાત્મ્ય" છે, જેમનું પાશ્ચાત્ય-ઇંગ્લીશ ભાષા સંપાદનનું ફલ "સેણ્ડફોર્ડ અને મર્ટન"નું ગુજરાતીમાં કરેલું અનુકરણ છે, જેમનું જ્ઞાન સાંપ્રત-કાલની, આર્યવિદ્યાભિલાષી સ્ત્રી-વર્ગને, સ્વધર્મના બોધને અનુસરતું વર્ત્તન કરવામાં ઉ-દાહરણરૂપ ઉત્તેજક થઈ પડે તેવા પ્રકારનું હતું, એવાં ગૃહિણી-ગણ-મણિ સદ્ગુણા અખંડ સૌ૦ કુંકુમબાઇ, રા. બા. મોતીલાલ લાલભાઇનાં સ્વર્ગવાસિની પત્નીને, તેમના સર્વ સદ્ગુણના સ્મરણ સારૂ, આ, "દમયંતી"ના ઉચ્છિક ઉચ્ચતર ચરિતને ઉત્સર્ગ કરવું ઉચિત ગણું છું.

ફૂ. ગો. દેવાશ્રયી.

# અ. સૌ. કુંકુમબાઇનું વૃત્તાંત.

"સેણ્ટફોર્ડ અને મર્ટન" ના ગુજરાતી અનુકરણમાં અ. સૌ. કુંકુમબાઇનું વૃત્તાંત રા. રા. મનઃસુખરામભાઈએ નીચે પ્રમાણે આપ્યું છે.

"અખંડ સૌભાગ્યવતી સદ્ગતા કુંકુમબાઈ (કંકુબાઇ) નો જન્મ, સાઠોદરા નાગર જ્ઞાતિવિષે, વિક્રમ સંવત્ ૧૯૧૨ ના ફાલ્ગુન વદિ. ૧ ને દિવસે, નર્મદાતીરે ઝગડિયા નામે ગામમાં જ્યાં તેમના પિતા નોકરી કરતા ત્યા થયો હતો. એમના પિતા રા. બાપુભાઇ નાનાલાલ તે. એજ જ્ઞાતિના પ્રખ્યાત યોગનિષ્ઠ કવિ અલખ બુલાખીરામના શિષ્ય હતા. રા. બાપુભાઈને ગુરૂકૃપાથી ધર્મસંસ્કારની સાથે કવિત્વશકિત પણ પ્રસાદમા મલી હતી. તેઓએ કેટલીક કવિતા રચી છે. સૌ૦ કુંકુમબાઈના કોમલ વયમાં એમના પિતા 'નિજધામ-માં પધાર્યા', તેથી એમનાં માતૃશ્રી આધારબાઈ એકલાં ઉપરજ એમના પાલણ પોષણનો આધાર હતો. તેઓ પણ સમજુ હોવાથી પોતાની પુત્રીને ગુણવતી કરવા તેમણે સારો પ્રયત્ન કર્યો જણાય છે. રાયપુરકન્યાશાલામાં પુત્રીને સારો વિદ્યાભ્યાસ પણ તેમણે કરાવ્યો હતો. રા. રા. મોતીલાલ લાલભાઇ—જે અહુણા કચ્છરાજ્યના પ્રધાન છે—તેમની સાથે સૌ૦ કુંકુ-

મણાઇનો વિવાહ સંવત્ ૧૯૨૨ માં થયો. શ્વશુરગૃહ-માં ગયા પછી પણ વિદ્યાનું જ વ્યસન વૃદ્ધિ પામ્યું. સારા સારા ગદ્યપદ્યાત્મક ગ્રંથોને ઉત્સાહથી વાંચવા, સ્વભાષાનું અધિક જ્ઞાન મેળવવું, તેમાં સંવાદ કરવો એ તેમને રૂચિકર હતું. રા. રા. મોતીલાલ તે વેળા પણ સારા અધિકાર ઉપર હોવાથી અને તેમની પ્રીતિ પણ વિદ્યાઉપર બહુ હોવાથી અધિક અનુકૂલતા થઇ. સૌ. કુંકુમબાઇએ પછી સંસ્કૃત તથા ઇંગ્રેજી ભાષાઓનો અભ્યાસ પણ આદર્યો. તેનું પરિણામ, વિચાર, વાણી અને આચાર સંસ્કારી થાય—એ સ્વાભાવિક છે. આપણાં શાસ્ત્રોમાં સન્નારીનાં કર્તવ્યો લખેલ છે તેમાં, પુરાણમાંનાં આખ્યાનોની કથા સંભળાવી સ્વામીનું મનરંજન કરવું, એ એક કર્તવ્ય ગણ્યું છે. દેવીભાગવત્માં સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા પોતાની સતી સ્ત્રીને અતિ દુઃખપ્રદ વિયોગ કાલે કહે છે કે:—

को मामुद्धरेद्देवि पौराणाख्यानविस्तरैः

હે દેવિ ! પ્રાચીન ઇતિહાસોના વિસ્તાર વડે (તે કહી) મને (દુઃખમાંથી) કોણ ઉદ્ધારશે?

કંઇક એવાજ પ્રકારનું અ. સૌ. કુંકુમબાઇએ કરવા માંડ્યું હતું. પોતે પુરાણાદિક સાંભળતાં અને તેમાંનાં આખ્યાનો સ્મરણમાં રાખી પોતાના પતિને નિ-

વેદન કરતાં. "સરસ્વતી માહાત્મ્ય" નામે એક સંસ્કૃત ગ્રંથની કથાનું શ્રવણ ચાલતું તે પોતે સ્મરણમાં રાખી લખી રાખતાં. તેનું એક પુસ્તક જેવું થયું હતું તે તેમના સ્વામીએ મુદ્રાંકિત કરાવી પ્રસિદ્ધ કર્યું છે, તે પરથી સૌ. કંકુમબાઇની શક્તિનું કંઇક અનુમાન થઇ શકે એમ છે.

તેમણે ઇંગ્લિશ ભાષાનો અભ્યાસ આરંભ્યો હતો. ભાષાસંપાદન કરવામાં ભાષાન્તર કરવાં એ એક સારૂં સાધન ગણાય છે. તદનુસાર તેમના પ્રથમ પ્રયત્નનું પરિણામ તે આ પ્રસ્તુત ગ્રંથનું ભાષાન્તર છે. આ ભાષાન્તર તેમજ પૂર્વોક્ત 'સરસ્વતી માહાત્મ્ય' લખાયાં ત્યારે તે પ્રસિદ્ધ થશે એવો સંકલ્પ પણ ન હોવાથી, તેમના હસ્તે તેનું પુનઃશોધન થયેલું નથી. અર્થાત્ તેમાં દોષ હશે. પણ સારગ્રાહી બુદ્ધિમન્ત લોકોએ, ચંડકૌશિક નામે નાટકમાં કરેલી યાચનાને માન્ય કરેલી જણાયછે, તેથી તેમના સ્વભાવ તથા વિચાર એવા પ્રસંગમાં બહુ સન્તોષપ્રદ હોયછેઃ—

दृष्टं किमपि लोकेऽस्मिन्न निर्दोषं न निर्गुणम्
आवृणुध्वमतो दोषान् विवृणुध्वं गुणान् बुधाः
चण्डकौशिकम्.

રૂચિરા.

દીઠું કાંઇ પણ આ લોકે ન નિર્દોષ નહિ નિર્ગુણ રે ?
બુધો ! માટે દોષ આવરો ગુણોને પ્રકટોજ ખરે.

એ પ્રાર્થનાનુસાર સમજુઓની વૃત્તિ માની, સૌ. કંકુમબાઈના લેખ પ્રસિદ્ધ કરવામાં તેના સંબંધીઓએ શંકા કે સંકોચ આણ્યાં નથી.

અ. સૌ. કુંકુમબાઈ ગૃહકાર્યથી મુક્ત થતાં ત્યારે અવકાશના અવસરમાં ભરત ભરવા આદિ કેટલીક કલાઓનાં કર્મ પણ કરતાં અને તેમાં સારી કુશલતા મેલવી હતી. પાકશાસ્ત્રમાં તેમજ પાકક્રિયામાં પણ તેઓ પ્રવીણ હતાં. સ્નેહીસંબંધી ઉપર મમતાભાવ રાખી ઉપયોગી થવાની વૃત્તિ તેઓ રાખતાં. સર્વ સાથે હલીમલી રહેવાની અને સત્સમાગમ રાખવાની તેમનામાં તીવ્ર ઇચ્છા હતી. રા. રા. મોતીલાલને પોતાના અધિકારનું કાર્ય કરવા પરદેશ ભમવું પડતું. તેથી તેમના સહવાસમાં બહુ કરી અ. સૌ. કુંકુમબાઇ વિના બીજાં થોડાંનુંજ વસવું થતું હતું. નિત્ય પ્રવાસીને સુખનો અભાવ ગણાયછે. પરન્તુ સૌ. કુંકુમબાઇની યોગ્યતાને લીધે રા. મોતીલાલને તેમ ન હતું. મહાભારતમાં વ્યાસનારાયણ વદેછે કેઃ—

अर्द्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा।

भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥

ભાર્યા એ મનુષ્યનું અર્ધ (અંગ) છે, ભાર્યા એ શ્રેષ્ઠતમ સખા છે, ભાર્યા એ (ધર્મ, અર્થ. તથા કામ એ) ત્રિવર્ગનું મુલ છે, તથા ભાર્યા એજ (સંસાર) તરનારનું પણ મૂલ છે.

જેરેમી ટેલર નામે એક ઇંગ્રેજી ધર્માત્મા પુરૂષ પ-
ણ તેમની રીતિએ કહેછે કે:—

"A good wife is Heaven's last best gift to man...
.........his gem of many virtues." *Jeremy Tayler.*

'મનુષ્યને ઇશ્વરનું ઉત્તમ દાન અને મનુષ્યનું બ-
હુ ગુણનું રત્ન એ સારી સ્ત્રી છે.'

સદ્‌ગુણા સ્ત્રી, એ, દુઃખમાં ઔષધ તુલ્ય છે, સુ-
ખમાં આનન્દ વર્ધક છે, અને ધર્માદિ સંપાદન કરવા-
નું સાધન છે. અને સર્વથી અધિક તો સુજનજનની
થયે સારી પ્રજા ઉત્પન્ન કરવાથી તે બહુ જનના ક-
લ્યાણનું શર્વોપરી કારણ થાયછે.

અ. સૌ. કુંકુમબાઇમાં સારી સ્ત્રીના અંશો હતા.
તેના પ્રમાણમાં તે બહુ જનની અનુકૂલતાનું સાધન હ-
તાં. રા. રા. મોતીલાલ તેને પામી ભાગ્યશાલી ગણા-
તા હતા.

મર્યાદા, લાવણ્ય, સહનશીલતા, મૃદુતા, દયાલુતા,
મધુરતા, લલિતતા, સુશીલતા, રસિકતા, આર્દ્રતા, વિ-
નીતતા આદિ જે કોમલ મનોહર ગુણો છે તે નારીવ-
ર્ગમાથી અધિક નિઃસરેછે, અને તેમનાં આકર્ષક મુખા-
રવિંદથી બલવત્તર થઇ નરવર્ગમાંના તેજ ગુણોને સિં-
ચી ઉત્તેજી પ્રકટ કરેછે; કઠિન કઠોર હૃદયને તે કો-
મલ કરેછે. વલી સાહસ અને મહત્ કર્મ કરવા કરાવ-
વામાં સ્ત્રી એક પ્રબલ સાધક હોવાથી તેનું અબલા ના-

ગ છતાં તે સબલા ગણાય છે. જે દેશમાં કુલસ્ત્રીઓ સુપ્રજાને ઉત્પન્ન કરેછે ત્યાં સનાતન કુલધર્મ વધી તે દેશ સુખી તથા સર્વોપરી થાયછે. આ દેશના જીર્ણોદ્ધારમાં કુલસ્ત્રીઓ પણ અપેક્ષાણીયા છે.

અખંડ સૌભાગ્યવતી કુંકુમબાઇ, પોતાની પ્રજામાં એક શિશુવયની શાન્તા નામે બાલિકા, અને એક નવીન જન્માબાલકને મૂકી પૂર્ણ યુવાવસ્થામાં સંવત્ ૧૯૪૨ માં આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કરી ગયાં.

અ. સૌ. કુંકુમબાઇના સારા સ્વભાવ તથા ગુણને લીધે તેમની સદ્દગતિ થયે સ્નેહી મંડલમાં શોક થાય એ સ્વાભાવિક છે. એ અચિન્તિતતા શોચનીયા ઘટનાથી ખિન્ન થયેલા મંડલમાંથી, (રા. રા. છોટાલાલ સેવકરામનાં પત્નીની સહજ સૂચનાવડે) અ. સૌ. કુંકુમબાઇ નિમિત્ત એક "સ્મારક સંગ્રહ" થયો. બહુ સમાપનાં માત્ર દશબાર કુટુંબમાંથીજ રૂ. ૩૦૦૦) થઇ ગયા. તેમાં રા. રા. મોતીલાલે રૂ. ૨૦૦૦) ઉમેરતાં રૂ. ૫૦૦૦) થયાછે. તેના વાજમાંથી સાંસારિક, માનસિક તથા આધ્યાત્મિક વિષયોપર પુસ્તક રચાવી, અ. સૌ. કુંકુમબાઈના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરવાનું કાર્ય આહિ અમદાવાદની 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'ને સ્વાધીન કરચુંછે.

યથાર્થ પુરુષાર્થસાધક મનુષ્યોની વૃદ્ધિકર્તી બહુસ્ત્રીઓ ભારતવર્ષમાં આપો, એવી ઇશ્વરને પ્રાર્થનાપૂર્વક આ સમાપ્ત થાયછે"

મ૦ સૂ૦ ત્રિ૦

# પ્રસ્તાવના.

સ્ત્રી કેળવણી એ સાંસારિક સુધારાનો મુખ્ય પાયો છે, સાંપ્રત કાળમાં, આપણી કેળવણી, રીતે પ્રમાણે નથી, તેના ધોરણમાં ઘણી ઘણી ખામીઓ છે, અને પ્રાસંગિક ફેરફાર વગર, ક્રમશઃ અનનુકૂલતાને પામશે એવું વિદ્વાન પુરૂષો કહેછે. તે ઉપર વિચાર કરતાં તેમનો અભિપ્રાય બધે પ્રકારે અનુકૂલતા ગ્રહણ કરે છે. કેળવણી ખાતું, અહુણા એવા ધોરણ ઉપર સ્થપાયેલું છે કે, જેની ખામીઓ માટે વિદ્વાન્ પુરૂષોએ ઘણી સૂચનાઓ, સુધારવા માટે કરયા છતાં તે માટે આંખ આડા કાન, તે ખતાના લાગતા વળગતાઓએ કરેલા છે એમ જો કોઈ કહેવા નિકળે તો તેમાં તેઓ ભૂલ કરે છે એમ કહિશકાય તેમ નથી.

સ્ત્રી કેળવણીની મહતા, બધાના જાણવામાં છે, એટલે એ બાબત ઉપરની વિવેચના અધિક ઉપયોગી નથી. ભારતની સન્નારીઓના ચરિતને, શાળાઓમાં દાખલ કરવાની ઘણી જરૂર છે. કારણ કે, અહુણા અપાતી કેળવણી એવા પ્રકારની નથી કે, જેમાં ઉચ્ચતર ચરિત,—વાચન પુસ્તકમાળામાં શોભતાં હોય. જે ઉચ્ચતર ચરિત, સ્ત્રી કેળવણીનું મુખ્ય અંગ ગણાય છે, તે ચરિત વાચન પદ્ધતિની માળામાં કયાંહીં પણ નથી. એ શું ઓછું શોચનીય છે ?

સાંપ્રતકાળની વાચન-પુસ્તકમાળા એટલીતો કઢંગી છે કે, જેના અનુભવથી સાંસારિક, ધર્મિક,—જ્ઞાન જરાપણ મળતું નથી. સાંસારિક અને ધાર્મિક—જ્ઞાનના અનનુભવને લીધે હાલની કેળવણીથી સંસારમાં જે જે વિપરીતપણુ આપણા જોવામાં આવે છે, તેથી અધિક પશ્ચાત્તાપને પમાય છે. પાશ્ચાત્ય-ઈંગ્લીશ કેળવણીના પાશથી, આર્ય-ધર્મની રૂઢિ વિલોમપણાને, પ્રતિદિન પામે છે એ સ્વતઃસિદ્ધ પ્રમાણ છે. નિસ્પૃહા અને ઉચ્છૃંખલ સ્વભાવ તો એ કેળવણીનો દેખાવ છે. ત્યારે શું એવી કેળવણીની પદ્ધતિ જરૂરની નથી કે જેથી

આર્ય-ધર્મની રૂઢિ વિલોમપણાને પામે નહિ ?

સ્ત્રી કેળવણીનો પાયો, ખરી રીતે જોઇએ તો પાશ્ચાત્યીઓ, આપણી રીતિના અનનુભવને લીધે, જેવો જોઇએ, તેવો નાંખી શક્યા નથી. જે રીત-ભાત અને જે પદ્ધતિ પોતે જાણેછે તે, આ દેશમાં દાખલ કરેલીછે. પણ તે જરા પણ આપણને અનુકૂલ નથી.

અજાણ્યાથી સ્ત્રી કેળવણી વધરવા માટે પ્રયત્ન થાય એ કંઈ ઓછા માનની વાત નથી. વિધાનો વધરો કરવા માટે તેમના શ્રમ સારૂ ધન્યવાદ ઘટે છે. પણ, આપણા અલ્પસેળાં, જેને પૂરૂં જ્ઞાન નથી, એવા, એક બે પાશ્ચાત્યોઓના આશ્રયથી ઉચ્ચપદ, પ્રશાંસત કે પછી ગમે તે કારણથી મળેલ છે એવા દુરાગ્રહી, ચીડિઆ અને કેહેવા દો કે શઠ-સુધારકોથી, પોતાને માન મળે, પગાર વધે, પોતાના છોકરા અને સગાંઓનું ભલું થાય એ ગુપ્ત હેતુથી આજરોજ સ્વાર્થને લીધે, સ્ત્રી કેળવણી માટે કંઈ કર્યું નથી એ શું ઓછું દુ:ખપ્રદ છે?

એવા સ્વાર્થાંધ શઠ-સુધારકો સ્ત્રી કેળવણી માટે શું કરી શકવાના છે? ગમે તેમ કહો, પણ, એવા કુલાંગાર શઠ-સુધારકોને, ખોળી ખોળીને તેમના આવા દુરાચાર માટે ભારે ટીકા કરવી જરૂર છે.

હવે, જરા, ગુજરાતી બુક-કમીટી તરફથી થતી પુસ્તક-પરીક્ષા માટે બે બોલ બોલવા ઉચિત લાગે છે. મરાઠી બુક કમીટી જયારે, ઇનામ તથા પુસ્તક-શાળાઓને માટે સંખ્યાબંધ પુસ્તકો પસંદ કરે છે ત્યારે ગુજરાતી બુક-કમીટીના પરીક્ષક ક્ષુલ્લક ક્ષુલ્લક આડા અવળા અર્થવગરના નકામા લીટા કરી પોતાના જ્ઞાન પ્રમાણે માન મેળવવા કુશલતા દેખાડે છે. એક સાધારણ જ્ઞાનવાળો પણ સમજે તેવી વાક્યરચના, વાક્ય, જોડણી અને વાક્ય-સંધિ આ આપણા બહુ અનુભવી પરીક્ષક સમજતા બે નસીબ માલુમ પડે છે તે કાંઇ ઓછી દિલગિરીની વાત ગણાય નહિ. આવા પ્રકાર માટે (૧૮મી જાન્યુઆરી સન ૮૮ને પછી) 'રાસ્તગોફતાર', 'પ્રિયંવદા', સ્વદેશવત્સલ', આદિ

પત્રોએ ઘણી સારી રીતે લખાણ કરી બતાવી આપેલું છે. જે બાબત માટે શંકા જેવું સમજાય છે તેજ બાબત વિશોધન થએલા ગ્રંથમાં આવેછે અને તે શાળાઓમાં ચાલે છે ત્યારે શું કહેવું?

થોડાજ વખત ઉપર મુંબાઇના 'ગુજરાતી' પત્રમાં આ બાબત સખત ટીકા કરવામાં આવી છે. એ ટીકાથી ધારવામાં આવતું હતું કે, સરકાર તે ઉપર ધ્યાન આપશે પણ એ ધારવું ફોકટનું જણાયુંછે. કારણ કે, અત્યાર સુધી કંઇ લક્ષ્ય આપેલું જણાયું નથી.

જેમ જેમ વખત જાય છે તેમ તેમ બુદ્ધિ-જ્ઞાન વધે છે, જો એ સિદ્ધાંત ખોટો જણાય તો કલિ-કાલનું વિપરીતપણું ગણાય. આ વિપરિતપણું અનુભવથી જણાતું આવે છે. તેને માટે શો ઉપાય લેવો તે વિદ્વાનોના વિચાર બહાર નથી

સ્ત્રી કેળવણીના પ્રસાર માટે અમદાવાદની 'ગુજરાત વરનાકયુલર સોસાઇટી' કંઇક પ્રયત્ન કરેછે એવું જણવામાં આવ્યું છે. તેણે થોડા સમય ઉપર સન્નારિયોના ચરિત લખાવવા દેખાવ દિધો હતો. પણ, તેના ઢંગઢાળ વિનાના બંધનોથી, સાંભળવા મેળે કોઇ પણ તેવાં પ્રાચીન અને અર્વાચીન સન્નારીઓનાં ચરિત લખવા નિકળ્યું નહિં. હાલમાં પાર્વતી કુંવરની, કવિતામાં, 'પાર્વતીકુંવર આખ્યાન' નામક પુસ્તકને આધરે ગ્રંથ, લખવાની જાહેરાત જોવામાં આવી છે. આ યોજના કરનારે ગમે તે હેતુથી, ગમે તે પ્રકારનું ડાહાપણ વાપર્યું હોય, પણ, એ ચરિત પ્રાચીન સન્નારિયોના ચરિતની બરોબરી કરવાને, તેમજ તેના જેટલીજ અસર કરવાને લાયક થશે કે નહિં, તે કલ્પનાની બહાર જણાય છે. જયારે એમ છે ત્યારે એ ચરિતથી શો ફાયદો? શું આખ્યાન પૂરૂં નથી? કવિતાના રાગડાથી ખુશી થવા સુધરેલા પણ લોભાયછે તેનો દાખલો આ શિવાય બીજે કંઇ મળશે? એક વિદ્વાન વકીલ કે જેમની સાથેની, થોડા દિવસ ઉપરની પ્રાસંગિક વાતોથી જાણવામાં આવ્યું કે, ગુ. વ. સોસાઇટીની એ જાહેરાત વાંચતાં

પોતાને ઘણી અજાએબી લાગી. સો. ના વ્યવસ્થાપકોએ એ પણ એક શુભ પગલું ભર્યુંછે. કારણ કે, હવે, જેના જેના ફંડ હશે તેમને પણ પોતાનું કે પોતાના આપ્તગણનું નામ, કંઈપણ ગણવા લાયક તેમના કામ હોય કે ન હોય, તેમનું જ્ઞાન પ્રસંશાને પાત્ર હોય કે ન હોય, તો પણ કવિતા સિવિતા પ્રકાશથી અમરપણાને પમાડી કદીપણ અંધકારને પામે નહિં તેમ કરવા કારણ મળશે. અને સોસાઇટીનો સ્તુત્ય હેતુ આવે પ્રકારે પ્રકાશને પામશે; શંકા છે!

વાચક ગણ! હવે, આ કથાથી વ્યથા થતી હશે માટે ચાલો જવાદો. 'કરશે તેવું ભોગવશે ને વાવશે તેવું લણશે.'

દમયંતીની કથા બધા કરતાં કેટલી ઉત્તમ છે તે કોઈથી અજાણી નથી. કવિતામાં કવિ પ્રેમાનંદે ઘણી સારી લખી છે. પણ, તેમાં ઘણે ઠેકાણે છાસમાં પાણી છુટથી ઉમેરેલું છે. રા. રા. મનઃસુખરામભાઈએ ગદ્ય–પદ્યાત્મક લખી છે તે ઉત્તમ છે, પશ્ચિમની ઘણી ભાષામાં તેના ભાષાંતર થયેલાં છે. 'ગુજરાત વ. સોસાઇટીએ દમયંતીનું આખ્યાન રચાવ્યું છે. તેમાં પણ, તેના બંધનો પ્રમાણે સુધાર્યું છે. આમાંપણ ઘણે ઠેકાણે લાયક ફેરફાર કરેલો છે, તથાપિ અસલ સંસ્કૃત આખ્યાન જેવુંજ લખાય તેવા હેતુથી રચેલું છે અને અસલમાં જે જે ઠેકાણે એક કરતાં અધિક અલંકારો વારંવાર વાપરેલાછે તે આમાં લીધા નથી.

અમદાવાદ
તા૦ ૧–૧૨–૮૯

ફ. ઓ. દેવાશ્રયી.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૧૭ | અશ્નિ | અગ્નિ |
| ૧૧ | ૧૧ | વરીશ ? | વરીશ. |
| ૧૨ | ૧૮ | અંગ | અંગ ઠીક |
| ૧૭ | ૧૦ | એતો | એનો |
| ૨૦ | ૨૩ | કડે | કઠે |
| ૨૧ | ૫ | દમયંતીથી | દમયંતી |
| ૨૨ | ૨ | સચારથી | સંચારથી |
| ૨૫ | ૨૧ | સર્વોગે | સર્વાંગે |
| ૨૬ | ૧૦ | ઘા | ઘો |
| ૨૯ | ૧૪ | અજગળનું | અજગરનું |
| ૨૯ | ૬ | ધમનિષ્ટ | ધર્મનિષ્ઠ |
| ૨૯ | ૧૯ | દુસ્સહ | દુઃસહ |
| ૩૧ | ૯ | દુસ્સહ | દુઃસહ |
| ૩૨ | ૧૮ | દુસ્સહ | દુઃસહ |
| ૩૩ | ૧૧ | વટાળિયાથી | વટાળિયાથી |
| ૪૩ | ૧૩ | ફરકે | ફરતે |
| ૪૩ | ૧૩ | કરકોટક | કર્કોટક |
| ૪૩ | ૧૪ | ઋપર્ણ | ઋતુપર્ણ |
| ૫૬ | ૮ | કએ | એક |
| ૫૯ | ૭ | શિખવવાના | શિખવાના |
| ૬૪ | ૫ | ભીમરાજા | ઋતુપર્ણ રાજા |
| ૬૪ | ૯ | વાણો | વાસણો |

# दमयन्ती·

## પ્રકરણ ૧ લું.

નલ અને દમયંતીની પ્રીતિ, હંસનો સમાગમ, નળને દેવનું કરવું પડેલું કાસદપણું, દમયન્તીનો નિશ્ચલ જવાબ.

વિદર્ભ દેશમાં મહા પરાક્રમી, શૂરો—સર્વ શુભ ગુણ સંપન્ન ભીમ નામે રાજા રાજ્ય કરતો હતો.. તેની સ્ત્રીને પેટે કંઇ સંતાન ન્હોતાં. સંતાન માટે શાસ્ત્ર પ્રમાણે—લોક રિવાજ પ્રમાણે ઘણાં એક વ્રતાદિને પણ કરવામાં મણા રાખી ન્હોતી. એક સમયે, દમન નામક ઋષિ, રાજાને મળવા માટે આવ્યા. તેમનો રાજાએ શ્રદ્ધા, ભકિત અને પ્રીતિથી સારો સત્કાર કર્યો. તેથી તે ઋષિ પ્રસન્ન થયા; અને કહ્યુ કે, "ત્હારી સ્ત્રીને ત્રણ પુત્ર અને એક અતિ સ્વરૂપવાન્ કન્યા થશે" આમ બોલ્યા પછી ઋષિ, સ્વસ્થાને વિદાય થયા. ત્યાર કેડે કેટલેક દિવસે રાણીને ઋષિના વચન પ્રમાણે ત્રણ પુત્ર અને એક પુત્રી થયાં. તેમનાં નામ, દમ, દાંત, દમન અને દમયંતી એવાં રાખ્યાં. લાયક ઉમ્મરે ત્રણ પુત્ર તથા દમયંતીને વિદ્યાભ્યાસ કરાવવા માંડચો. થોડા વખતમાં પુત્ર સર્વ શુભ વિદ્યાને શિખીને ધનુર્વિદ્યા શિખવા લાગ્યા. દમયંતી વાંચવા લખવાનું શિખી ગૃહ રા-

ન્યના ધર્મને શિખવા માંડયો. સૌંદર્ય, સુસ્વભાવ વિગેરે ગુણથી દમયંતીની બરોબરી કરી શકે તેવું, તેના ઉપાધ્યાયને કોઈ જણાયું નહિં. તેથી તેની ખ્યાતી સર્વે ઠેકાણે કસ્તુરીની સુગંધી જેમ આપો આપ પ્રસરે છે તેમ પ્રસરી.

નિષધ દેશના વીરસેન નામના મહાપરાક્રમી રાજાનો પુત્ર નલ, કે જે અતિ બળવાળો, સત્ય બોલનારો, સ્વરૂપવાન્ અને અશ્વવિદ્યામાં કુશળ છે તેના જાણવામાં દમયંતીની એ શુભ વાર્ત્તા આવી. એ સૂર્ય જેવો તેજસ્વી, બાજી રમવામાં કુશલ અને ચતુરંગ સૈન્યને લડાયક કેળવણીને આપવામાં એકકો હતો. એટલું જ નહિં પણ સાક્ષાત્ મનુ પ્રમાણે સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હતો. દમયંતીની કીર્તિ સાંભળીને સ્વાભાવિક રીત્યે તેનું અંતઃકરણ તેને વરવા તરફ વળ્યું. આવી જ રીત્યે દમયંતીએ નળના ગુણો પણ સાંભળ્યા હતા તેથી તેને પણ નળરાજા જેવી જ ઇચ્છા થઈ. એક એકને હજુ જોવાનો પણ લાગ મળ્યો નથી ત્યાર પ્હેલાં એક એકપર પ્રેમ વધતો ગયો. નલ, પ્રેમના પ્રભાવથી અકળાઈને મેહેલની પાસેના ભાગમાં વિશ્રાંતી લેવાનો વિચાર કરી ગયો. ત્યાં સરોવરને કાંઠે સોનાની દેહના હંસ પોતાનો ચારો ચરતાં હતાં. તેમને જોઈ રાજાને ઘણું નવાઇ જેવું લાગ્યું; અને વિચાર કર્યો કે, આ હંસને પકડી લઉં. તેથી તેણે તેઓમાંના એક હંસને પકડયો. હંસ મનુષ્ય વાણીમાં બોલવા લાગ્યો.

હંસ—"હે મોટા મનના રાજા, મને મારીશ નહિં."

રાજા—"હવે તો હું તને મુકનાર નથી."

હંસ—"કેમ નહિં મુકે?"

રાજા—"તારામાં રૂપ તથા ગુણ બે છે માટે."

હંસ—"હું તારૂં ભલું કરૂં તો?"

રાજા—"શું ભલું કરીશ?"

હંસ—"દમયંતી આગળ તારા વખાણ કરીને કોઇ પણ પ્રકારે તે તને જ વરે તેવો ઉપાય કરીશ."

આટલું સાંભળતાની સાથે રાજાએ હંસને મુકી દિધો. હંસ ત્યાંથી પાધરો કુંડિનપુર ગયો. દમયંતીના મંદિર પાસેના બાગમાં જ્યાં દમયંતી નળને જેવો વિકાર થયો હતો તેવા જ વિકારથી પીડાને પામતી બેઠી હતી. ત્યાં જઇને ઉડવા માંડયું. તે હંસને જોતાની સાથે દમયંતીને ઘણો આનંદ થયો, અને પોતાની સખિ સહિત હંસને પકડવા માટે ઉપાય કરવા લાગી. હંસ ચારે તરફ ઉડવા લાગ્યો. એક તરફ પકડવા જાય ને બિજી તરફ ઉડી જાય. આમ કરતાં દમયંતી અને તેની સખિયો થાકી ગઇ. છેવટે હંસે મનુષ્ય વાણીથી બોલવા માંડ્યું.

હંસ–"હે દમયંતી! નિષધ દેશનો નળરાજા અશ્વિનીકુમાર જેવો અતિ સુંદર છે. તેની બરોબરી કરે તેવો પૃથ્વીમાં બિજો કોઈ નથી. જ્યારે તું તેની સાથે વરીશ ત્યારેજ તારો જન્મ સફળ થશે. મેં દેવ, ગંધર્વ, મનુષ્ય વિગેરે સર્વને જોયા છે. તે સર્વમાં નળની બરોબરી કરે

તેવો હજુ સુધી કોઇને જોયો નથી. નળ, જેમ રૂપાળો છે તેમ સ્વભાવે સારો, ધર્મવાળો, દયાવાળો છે. મતલબ કે, તેમાં કોઇ પણ જાતની ખામી નથી."

દમયંતી-"જે પ્રમાણે તેં નળના વખાણ મારી પાસે કર્યાં તે પ્રમાણે અથવા તને ઠીક લાગે તેવાં વખાણ મારે માટે, નળ પાસે કરજે અને કહેજે કે, નળ શિવાય દમયંતી બિજાને વરનાર નથી." આ વાત—ચીત પછી સોનાના શરીરવાળો હંસ નળ પાસે આવ્યો. અને સઘળી હકીકત કહિ. હંસનું પ્રિય અને મનહરણ મધુર બોલવું સાંભળીને નળરાજા ઘણો ખુશી થયો.

કુંડિનપુરમાં, હંસના વખાણથી દમયંતી ઘણી અધીરી બની ગઈ. તેના શરીર ઉપર ફિકાશ આવતી ગઇ. ખાવું પીવું ભાવવા લાગ્યું નહિં, ને હમેશ ચિંતામાં સુકાતી ચાલી. આવી તેના શરીરની દુબળાશ જોઇને તેની સખિયોએ તેના મા તથા પિતાને કહ્યું. પછી તેના મા અને બાપે દમયંતી લાયક ઉમરની થઇ છે જાણીને સ્વયંવર કરવા માટે મુહૂર્ત્ત જોવડાવી જગા નકકી કરીને સર્વ રાજાઓને સ્વયંવરમાં આવવા માટે કંકોતરીઓ લખાવી.

ભીમરાજાની કંકોતરીઓ, રાજાઓને મળવાથી, દમયંતીને વરવાની આશાએ, એક એકથી ચઢે તેવા સાફસૂફ બનીને પોત પોતાના માણસો સહિત મુકરર દિ-

વસ પહેલાં બે દિવસ આગળથી કુંડિનપુરમાં આવી પોંહોંચ્યા. તેમના ઘોડા, રથ, સૈન્ય એ સર્વેના ઉતારાને માટે સોઇવાળી જગાની ગોઠવણ કરેલી હતી. સર્વને લાયક જગામાં ઉતારા આપ્યા.

આવે વખતે નારદ અને પર્વત ઋષિ ફરતા ફરતા ઈંદ્ર લોકમાં ગયા. ઈંદ્રે તેમનો સારો સત્કાર કર્યો, અને તેમનું કુશળ પૂછ્યું. અને તેનો નારદે જવાબ આપ્યો.

ઇંદ્ર–"ધર્મનિષ્ઠ રાજાઓ ઘણા વખતથી મારાધામમાં આવતા દેખતો નથી તેનું કારણ શું?"

નારદ—"હમણા, વિદર્ભરાજની દમયંતી નામક કન્યાનો સ્વયંવર થાય છે. તે અતિ સ્વરૂપવાળી છે. પૃથ્વીમાંની સર્વ સ્ત્રીઓ કરતાં ઘણી રૂપાળી છે. તેને વરવાની ઈચ્છાથી સ્વયંવરમાં ઘણા રાજાઓ, આમંત્રણથી ગયા છે."

એટલામાં ઈંદ્રને ત્યાં લોકપાલ—વરૂણ, અગ્નિ, યમ એ સર્વે આવ્યા. નારદનું ક્હેવું એ સર્વે જણે સાંભળ્યું. પછી બધાએ એ સ્વયંવરમાં જવાનો વિચાર કરીને વિમાન મંગાવી તેમાં બેસી કુંડિનપુર તરફ સિધાવ્યા. રસ્તામાં આવતાં સાક્ષાત્ સૂર્ય જેવા તેજવાળા નળરાજાને તેમણે જોયો.

દેવ—"હે નળ રાજા! તું સત્યને પાળનાર છે, માટે અમારૂં એક કામ કર."

નળ—"આપ ક્હેશો તે હું કરીશ, પણ આ પકો

ણ છો, મારે આપનામાંથી કોનું કામ કરવાનું છે?"

ઈંદ્ર—"હે રાજા! અમે દેવ છિયે. દમયંતીના સ્વયંવરમાં જઇએ છિયે. હું ઇંદ્ર છું, (આંગળીથી દેખાડીને) આ યમ, અગ્નિ, વરૂણ—લોકપાલ છે. અમારા તરફથી જઇને દમયંતીને એટલુંજ કહેવાનું છે કે, અમારૂં નામ દઇને હમો સર્વેમાંથી ગમે તેની સાથે તારે વરવું?"

નળ—"હે દેવ! હું પણ એને વરવાની ઇચ્છાથીજ જાઉં છું."

ઇંદ્ર—"ત્યારે શું તું સત્યવાદિ છતાં હવે ફરીજઇશ?"

નલ—"ના, હું તો બોલ્યા પ્રમાણે પાળીશ."

ઇંદ્ર—"ત્યારે જા ઉતાવળો."

નળ—"જવા માટે મને કશી હરકત નથી પણ દમયંતીના મંદિરની આસપાસ રક્ષકો હશે તેઓ મને હરકત કરશે."

ઇંદ્ર—"લે, અમારો વર છે. તને કોઇ હરકત કરશે નહિં ને સુખેથી દમયંતીના મંદિરમાં તું જઈ શકીશ."

નળ—"બહુ સારૂ, જેવી આજ્ઞા."

નળ રાજા દમયંતીના મંદિરમાં જઈને દેવની ઇચ્છા બતાવવા માટે ઉતાવળથી ચાલી નિકળ્યો ને કુંડિનપુર આવ્યો. દમયંતીનું મંદિર ખોળી કાઢયું. લાગ જોઇ અંદર નિર્ભયપણે દાખલ થયો. મેઘ—મંડળમાં જેમ વિજળી પ્રકાશતી હોય તેમ દમયંતી પોતાના સખિ મંડળની વચમાં વિજળી જેવા રૂપથી પ્રકાશતી હતી.

તેને જોઇને નળ રાજા ઘણો ખુશી થઇ ગયો. દમયંતીની પાસે આસપાસ બેઠેલી સખિયો આ પુરૂષ–તે પણ તેજસ્વી પુરૂષ જોઇ સંતાઇ ગઇ. નળના રૂપથી દમયંતી અંજાઇ ગઈ. નળ રાજા હવે દમયંતી સામું જોવું શરૂ કરે છે, ને મનમાં વિચાર કરે છે કે, આ સુંદરિનું કેવું તેજ છે? હંસે જે મારૂં ભલું કરવા ધાર્યું હતું તે કંઈ ખોટું ન્હોતું. પણ ઈશ્વર ઇચ્છા. હાલ તો હું દેવનો દૂત થઇને આવ્યો છું. એટલામાં––

દમયંતી––"મહારાજ! અતિ રૂપવાન્ એવા આપ કયા દેશના રાજકુલ–દીપક છો? આપને જોતાં મારૂં અંતઃકરણ આપના તરફ ખેંચાય છે. આપનું, પેહેરા ચોકી છતાં અહિં શી રીત્યે આવવું થયું?"

નળ––"હે રાજ–કન્યે ! હું નિષધ દેશ રાજકુલ દીપક છું, મારૂ નામ નલ છે. દેવ તરફથી હું દૂત થઇને તેમનું કહેણ કહેવા આવ્યો છું. તેમના વરથી મને કોઈ પણ, અહિં આવતા જોઇ શકયું નથી. દેવે કહ્યું છે કે, ઈંદ્ર, અગ્નિ, વરૂણ, યમ અને લોકપાળ એમનામાંથી જેમની જોડે વરવું ઠીક લાગે તેમની જોડે વરવું."

દમયંતી—"દેવને મારા મન વડે નમસ્કાર છે. તેમનો મારે મોટો પ્રતાપ છે. દેવ સમર્થ છે. મારો નિશ્ચય, નળ રાજાને વરવાનો છે. તેમાં જરા પણ ફેરફાર પડનાર નથી."

વળી દમયંતી—"હે નળરાજા! આપનું પ્રિય કંઈ

રીત્યે હું કરી શકીશ તે મને કહો. મન વડે કરીને હું આપની જોડે વરી ચુકીછું. મારી આ નરમાશવાળી માંગણી આપ કબુલ કરો એટલે મારે સર્વે રીત્યે આનંદ થશે. હંસના ભાષણે મારૂં દિલ આપના ચરણ કમળમાંજ લગાડેલું છે. તે દિવસથી મને જરા પણ જંપ વળ્યો નથી. આજે આપના દર્શનથી મને ઘણો આનંદ થયો છે. વધારે શું કહું? આપ સર્વ વાતે જ્ઞાનિ છો. જો આપ મારી માગણીનો અનાદર કરશો તો હું આ દેહત્યાગ કરીશ."

નળ—"હે સૌંદર્યયુક્ત-તેજ-પુંજ-મનોહરે! દેવ તને વરવા તૈયાર છે તો તું શામાટે મનુષ્ય દેહને પસંદ કરે છે? દેવની માંગણીનો અનાદર કરવાથી દુઃખ પામીશ. તેમના પગની રજોટી પણ મારા દેહથી ઉત્તમ છે. માટે તેમનેજ વરવું સારૂં છે. ઉત્તમ પ્રકારનું સુખ, નાના પ્રકારના સારા મૂલ્યવાળા વસ્ત્રો, અને અલંકાર દેવને ત્યાંજ તને મળશે. અગ્નિ સરખો તેજસ્વી, યમ સરખો પ્રતાપી, ઇંદ્ર જેવો સર્વ દેવનો રાજા, અને વરૂણ જેવો લોકપાળ પતિ મળવો જન્માંતરમાં પણ દુર્લભ છે. માટે મ્હારૂં કહ્યું માનીને ચાલે તો સારૂં."

આ પ્રમાણેનું નળનું ભાષણ સાંભળીને જેના મોંઢા ઉપર ફિકાશ વ્યાપી ગઇ છે, જેની આંખ્યોમાંથી ચોધારા આંસું વ્હેવા માંડયા છે એવી સુશીલ દમયંતી ગભરાઈ ગઈ ને થોડીવાર પછી જરા શાંત થઇ.

દમયંતી—"હે દેવ, હે દયાળ! મારૂં વચન મિથ્યા થનાર નથી. દેવને મારા પ્રણામ છે."

નળ—"હે રાજકન્યે, હું દેવદૂત થઇને આવ્યો-છું. મારૂં કહ્યું માનીને દેવને શરણે જાય તો સારૂં."

દમયંતી—(રડતાં રડતાં હાથ જોડીને) "નહિં, મારૂં બોલેલું ફરનાર નથી."

નળ—"દેવ દોષ કાઢશે, માટે તેનું શું કરવું?"

દમયંતી—"તેનો હું બધી રીત્યે બંદોબસ્ત કરીશ. આપ સ્વસ્થ રહો."

નળ—"મને કોઇ રીત્યે દેવ દોષવાન્ ન ઠરાવે હો."

દમયંતી—"દેવની સમક્ષ આપને જ હું વરીશ એ-ટલે થયું?"

નળ—"ત્યારે હું રજા લઇને જાઉંછું."

દમયંતી—"મારૂં અંતઃકરણ "જાઓ" એવું ક્હેવા દેતું નથી."

નળ—"હશે, હવે ઘણો વખત થયો. હું જાઉંછું." નળરાજા મનમાં વિચાર કરતો દેવની પાસે આવે છે. દેવ, નળરાજાની વાટ પાણીની પેઠે જોતા હતા તે તેને જોતાં ઉતાવળથી પૂછવાને મશે અધીરા બની ગયેલી સ્થિતિ-માં "હે નલરાજા, તેં શું કહ્યું અને શી હકીકત બ-ની તે અમને સવિસ્તર ક્હે" એમ બોલ્યા.

નલ—"આપની આજ્ઞા પ્રમાણે દમયંતીને ક્હિને ઘણી તરેહથી સમજાવી પણ તે તો એમજ ક્હે છે કે, "હું તો નલ

રાજાને મન વડે કરીને વરી ચુકી છું, મારો નિશ્ચય ફરે તેવો નથી” ને આપ સર્વેને તેણે નમસ્કાર કહ્યાછે. મેં તો મારો ધર્મ બજાવ્યો છે. મેં, કહેવામાં જરા પણ બાકી રાખી નથી. વળી તે, મને કહે છે કે, “હું સર્વે દેવની સમક્ષ તમનેજ વરીશ” મેં તો બનેલી સઘળી હકીકત આપને કહિ. હવે, આપને જે ઠીક લાગે તે કરો” આ પ્રમાણે કહિને નલ, દેવની આજ્ઞા લઇ પોતાના માણસો સહિત કુંડિનપુર તરફ સ્વયંવરમાં જવા માટે નિકળ્યો.

---

## પ્રકરણ ૨ જું.

દમયંતી માટે સ્વયંવરમાં દેવનું સ્વરૂપ બદલી આવવું, નળનું ઓળખાવું, દમયંતીનું નળ સાથે વરવું, દેવે નળને વરનું આપવું, કલિનો કોપ, પુશ્કર સાથે નળનું બાજીથી રમવું ને રાજપાટ હારવું, નળ અને દમયંતીનું વનમાં જવું, કળિથી નળના વસ્ત્રનું હરણ થવું, નળે દમયંતીને નિરજન વનમાં અડધા વસ્ત્રથી એકલી મુકીને જવું.

કુંડિનપુરમાં સુભ દિવસે સુમુહૂર્ત્તમાં દમયંતીના સ્વયંવરની ગોઠવણ કરીને બધા રાજાઓને બોલાવ્યા. તેડું આવતાંની સાથે, બધા રાજાઓ, દમયંતિ પ્રાપ્ત થશે, એવી ઈચ્છાથી સ્વયંવરના મંડપમાં ગયા. તે મંડપ સોનેરી થાંભલા અને સુશોભિત કમાનો મુકીને ઘણો સારો ને મનહર કર્યો હતો કે જ્યાં પોતાના દરજ્જા પ્રમાણે ચઢ ઉતર રાજાઓ આવીને બિરાજ્યાહતા. તે સર્વેરાજાઓએ

અંગ ઉપરઉત્તમ વસ્ત્ર અને અનેક પ્રકારના રત્ન જડિત અલંકારો ધારણ કર્યા હતા. તેથી તે મંડપ જેમ તારાઓના મંડળથી ગગન-મંડળ શોભે તેમ શોભી રહ્યા હતો. સર્વ રાજાઓ પોત પોતાના આસન ઉપર બેશી ગયા પછી દમયંતી મંડપમાં આવી કે, તેના સૌંદર્યના પ્રભાવથી સર્વ રાજાઓનાં નેત્રમણિ તેણીની તરફ લોહચુંબકની પેઠે આકર્ષાયાં. તે, સર્વ રાજાઓને નિરખતી, હંસની ચાલમાં ચાલતી, સ્વરૂપ સૌંદર્યમાં મ્હાલતી, સ્ત્રીના સ્વાભાવિક ગુણ પ્રમાણે સભામાં પ્રવેશ કરતાં સહજ લાજતી, પોતાના પૂર્ણ મનોહર પ્રભાવથી ગાજતી, 'નલરાજાનેજ વરીશ ? એવી મનકામનાથી રાચતી, જેની પ્રસંગને અનુસરીને સર્વ હીલચાલ દેખાય છે છાજતી, એવી દમયંતીને, એક સરખી રીતે મળતા સ્વરૂપમાં નળ જેવાજ પાંચ પુરૂષો દ્રષ્ટિગોચર થયા. તેમને જોતાંજ નળરાજા તે કયા તેની તેને ગમ પડી નહિં. એટલે તેને ફિકર થઇ કે, "નળ રાજા તે કયા છે ને કયાં છે?" દમયંતીએ મનમાં વિચાર કર્યો કે, મેં દેવના ચિન્હો, બ્રાહ્મણો પાસેથી સાંભળ્યાં છે. તેમાંના કોઇ પણ ચિન્હો મને માલમ પડતાં નથી માટે દેવનેજ શરણે જઈને "હંસનું ભાષણ સાંભળીને હું જે નળરાજાને વરીછું તેજ સત્ય છે માટે કૃપાકરી દેવે એ ખરા નલરાજાને પ્રકટપણે હું ઓળખું તે પ્રમાણે કરવું" એવી વિનંતી કરૂં; એવું મનમાં ધારીને, મંડપમાં સર્વ સમક્ષ પ્રકટ

પણે ઉપર પ્રમાણે બોલીને કહ્યું કે, "મન કિંવા વાણી વડે મારા પાણી–ગૃહણ માટે નલરાજા શિવાય બિજા કોઈ પણ પરપુરૂષનું નામ મેં લીધુંજ નથી એ જો સત્ય હોય તો દેવોએ મને નલરાજાનું દર્શન કરાવવું. આ ભર્તા દેવોએજ મને આપ્યો છે એમ હું માનુ છું." દમયંતીએ આગળ વધતાં કહ્યું કે, "દેવ લોકે પોતાનુ મૂળ સ્વરૂપ ધરીને મને નલરાયનાજ દર્શન કરવાં દેવાં. હું તેનીજ સેવા કરવા તત્પર છું."

દમયંતીનું કરૂણાજનક દુઃખ યુકત ભાષણ સાંભળી અને તેનો દૃઢ નિશ્ચય, શુદ્ધ મન, ચાતુર્ય અને નળ પ્રતિ પ્રીતિ એ સર્વ જોઇને દેવે ત્વરાથી પોત પોતાનું સ્વરૂપ ધારણ કરી લીધું. ત્યારે જેના અંગમાં પ્રસ્વેદ નથી, જેની આંખ્યોને મેષોન્મેષ નથી, જેના અંગ ઉપરના ફુલના હાર કરમાયેલા નથી, જેના પગ પૃથ્વીને અડતા નથી, જેના અંગ ઉપર મળ નથી, એવા બધા દેવ દમયંતીની નજરે પડયા. તેમજ જેના અંગપરનો ફુલનો હાર કરમાઇ ગયો છે, ધુળ અને પ્રસ્વેદથી જેનું અંગ દેખાતું નથી એવા નળરાજાને પણ દમયંતીએ તુરત જ ઓળખ્યો એટલે તેણીએ અતિ પ્રીતિથી સલજ્જિત દેખાઇને નળરાયને કંઠે વરમાળ આરોપી. આ જોઈને'દમયંતી અમને વરશે, એવી ઇચ્છાથી સ્વયંવરમાં આવેલા રાજાઓના પેટમાં ફાળ પડી અને તેલ રેડાયા જેવું થઇ ગયું! દેવ અને ઋષિ-

યોને અધિક આશ્ચર્ય થયો. તેઓએ નળની સ્તુતિ કરીને "વ્હા! ઘણું સારૂં થયું" એમ બોલીને આશિર્વાદ આપવા લાગ્યા. નળરાજા સંતુષ્ટ થઇને દમયંતીને કહ્યું કે, "દેવને ન વરતાં તેં મને વર્યો માટે તું જે કહિશ તે હું કરીશ, ને મારા દેહમાંજ્યાં સુધી જીવ છે ત્યાં સુધી તારા વચનનું ઉલ્લંઘન કરનાર નથી." નળ રાજાનું આવું કહેવું સાંભળીને, દમયંતીએ હાથ જોડીને મધુર ભાષણ કર્યું. પછી બન્ને સંતુષ્ટ થઇને દેવને શરણે ગયાં. દમયંતી નળનેજ વરી એ જોઇને દેવ પણ સંતુષ્ટ થયા. તેઓ પ્રત્યેકે નળ રાજાને બબ્બે વર આપ્યા; ઈંદ્રે યજ્ઞમાં પ્રત્યક્ષ દર્શન અને ઉત્તમ ગતિ આપી, અગ્નિએ જ્યાં જોઇએ ત્યાં પોતાનું દર્શન અને ઉત્તમ લોક આપ્યો, યમે ઉત્તમ અન્ન પ્રાપ્તિ અને ધર્મનિષ્ઠા આપી, વરૂણે જ્યાં જોઇએ ત્યાં ઉદકની પ્રાપ્તિ અને ઉત્તમ સુંગંધી યુકત હાર આપ્યો. આ પ્રમાણે દરેક દેવ વર આપીને પોતે સ્વર્ગે સિધાવ્યા. લગ્ન સમારંભ થઇ રહ્યા પછી રાજા રજવાડા પણ પોત પોતાને દેશ ગયા. સ્વયંવર થઈ ગયા કેડે કેટલાક દિવસ રહિ, ભીમરાજાની આજ્ઞા લઇને, દમયંતી સહવર્તમાન નળરાજા પણ પોતાના નગર તરફ વગર વિલંબે ચાલી નિકળ્યો. ત્યાં દમયંતીથી નાના પ્રકારના સર્વ શુભ સુખને પ્રાપ્ત કરતો, પ્રજાનું પ્રીતિથી પ્રતિપાલન કરતો, શત્રુને કંપાવતો, દેશ-દ્રોહિયોને યોગ્ય અધિકારિયોથી દંડાવતો, સુખરૂપ

કાળ નિર્ગમન કરવા લાગ્યો; અને પુષ્કળ દ્રવ્ય ખરચીને અશ્વમેધાદિક યજ્ઞો કરીને પરંપરાની રૂઢીથી ચાલવા લાગ્યો. નળથી દમયંતીએ એક કુંવર અને કુંવરીનો જન્મ આપ્યો. કુંવરનું નામ ઇંદ્રસેન અને કુંવરીનું નામ ઈંદ્રસેના રાખ્યાં. આ પ્રમાણે નળરાજા દમયંતી સહવર્તમાન રહેવા લાગ્યો, રાજ્ય કાર્યભાર, પ્રજાની અગવડો અને સગવડો ઉપર ધ્યાન આપવા લાગ્યો.

દમયંતીએ નલને વર્યાપછી ઇંદ્ર, અગ્નિ, વરૂણ અને યમ સ્વસ્થાનમાં પાછા જતા હતા તેમને કલિ અને દ્વાપર મળ્યા. ઇંદ્રે કલિને પૂછ્યું કે, 'તમે દ્વાપરને સાથે લઇને ક્યાં જાઓછો?' કલિયે જવાબ આપ્યો કે, 'અમે દમયંતીના સ્વયંવરમાં જઇએ છિયે. કલિ–મારૂં મન તેની તરફ લાગ્યુ છે. હું તેને વરીશ.'

ઇંદ્રે હસીને કહ્યું કે, સ્વયંવર તો ક્યારનોએ થઇ રહ્યો. અમારા દેખતાં દમયંતી નલને વરી.'

"નળને વરી" આટલું સાંભળતાની સાથે ક્રોધના આવેશમાં કલિએ કહ્યું કે, "તે જ્યારે દેવને મુકીને મનુષ્યનેજ વરી ત્યારે તેને સારી શિક્ષા કરવી જોઇએ."

ઈંદ્રે કહ્યું કે, "અમારી આજ્ઞા લઈને જ તે નળને વરી છે. સર્વ શુભ–ગુણ–સંપન્ન એવા નળ રાજાને કઇ સ્ત્રી ન વરે? બધા ધર્મને જાણવા વાળો, હમેશ યજ્ઞ કરી દેવને સંતુષ્ટ કરવાવાળો, અહિંસક, સત્યવાદી, દૃઢવ્રત, કુશળ, ધૈર્યવાન્, જ્ઞાનિ, તપસ્વી, શુદ્ધ, જિતેંદ્રિ-

ચ અને શાંત એવા મહાન્ પુરૂષને કઇ સ્ત્રી ન ચ્હાય? આવા સર્વ શુભ-ગુણ-સંપન્ન નળરાજાને પીડા કરવા માટે જાઓ છો તો પોતાના નાશને પામીને નરકે જશો.'' આટલું કહિને બધા દેવો સ્વર્ગ તરફ વિમાનમાં બેસીને સિધાવ્યા.

દેવના જવા પછી કલિ, દ્વાપરને કહેવા લાગ્યો કે, "મારો ક્રોધ શમતો નથી. નળના અંગમાં પ્રવેશ કરીને તેને રાજ્યભ્રષ્ટ કરીશ ને ઘણું દુઃખ દઇશ ત્યારે જ મને નિરાંત થશે. માટે તું પણ પાસાઓમાં પ્રવેશ કરીને આ કાર્ય કરવામાં મને સહાય થવાને યોગ્ય છે.''

આ પ્રમાણેનો દ્વાપરપ્રતિ સંકેત કરીને, કલિ, નળરાજા પાસે ગયો. નળરાજાના દેહમાં પ્રવેશ કરવાની ઈચ્છાથી નિષધ દેશમાં ઘણા દિવસ તે રહ્યો. પરંતુ તેને જોઈએ તેવો લાગ, નળના શરીરમાં પ્રવેશ કરવા માટે, મળ્યો નહિં. તેથી બાર બાર વર્ષના વ્હાણા વ્હાઇ ગયાં. છેવટે એક દિવસ નળરાજા, લઘુ શંકાએ જઇને હાથ પગ ધોયા શિવાય સંધ્યા કરવા બેઠો. આ અવસર જોઇને કળિએ, તેના શરીરમાં પ્રવેશ કર્યો. ઇશ્વરની ગતિ અગમ્ય છે. "લલાટે લખ્યા લેખ મિથ્યા ન થાય.'' એ કહેવત આબેહુબ ખરી છે. માણસ માત્રની ભુલ તો પડે છે. પણ દુર્જનો ગુણનો ત્યાગ કરીને અવગુણનેજ આગ્રહ પૂર્વક જુવે છે. તેમજ કલિએ આ લાગ સાધ્યો.

નળના શરીરમાં, કળિના પ્રવેશથી તેની બુદ્ધિ ફ-

રી ગઇ. તુરતજ કળિ બિજાું રૂપ ધરીને પુષ્કર પાસે ગયો અને કહ્યું કે, "હે પુષ્કર! જો તુ પાસાઓથી બાજી રમીશ તો નળને જીતીશ. માટે મ્હારી સાથે આવ ને તેને જીતીને, નિષધ દેશના રાજ્યપદને પામ્ય."

કલિએ પુષ્કરપ્રતિ આ પ્રમાણે કહ્યું એટલે તેરાજ્યલોભથી નળરાજા પાસે આવ્યો,અને જેના શરીરમાં કલિનો પ્રવેશ છે એવા નલરાજા પ્રતિ, દમયંતીના દેખતાં વારંવાર પુષ્કરે કહેવામાં માંડયું કે "હે નલ! જો તમે આવો તો આપણે પાસાઓથી બાજી રમિયે" ત્યારે કલિના પ્રવેશથી જેની બુદ્ધિ ફરી ગઈ છે એવા નલે વગર વિચાર કરે બાજી રમવા હા કહિ. દમયંતીના દેખતાં મમત્વથી સુવર્ણ, રથ, હાથી, વસ્ત્ર ઈત્યાદિનું પણ કરીને વારંવાર નળ દાવ નાંખવા લાગ્યો. કળિના પ્રભાવથી કહો કે, નશીબ યોગે કહો, પણ નળ તો વારંવાર હારવા લાગ્યો. જેમ જેમ હાર થતી ગઇ, તેમ તેમ વધારે મમત્વ થતું ગયું. તેથી આ મમત્વના ખોટા પરિણામ તરફ મિત્ર વર્ગે લક્ષ્ય આપીને,નળને બાજી ન રમવા માટે ઘણીએ શિખામણ દિધી પણ તે સઘળું ધૂળ ઉપર લીંપણ જેવું થઇ ગયું ને નળે તો કોઇનું પણ કહેવું લક્ષ્યમાં ન લેતાં રમવાનો ચડસ છોડયો નહિં.

છેવટે ગામના ઘણા સંભાવિત ગૃહસ્થો, પ્રધાન સાથે લઇને, નળરાજાને બાજી રમતાં અટકાવવા માટે આવ્યા, પણ તે સર્વે ફોકટ!! જેને બાજી રમવામાં વારંવાર હાર

થવાથી, "આ બિજા દાવમાં હું જીતી લઉં છું" એવી ખોટી આશાથી ક્હેવા દ્યો કે ચડસથી મમત્વ વધ્યો છે તે શું અતરાપીનું કંઈ પણ ક્હેલું તે વખતે સાંભળે? શું તે આવી વખતે હિતાહિત સમજે? કદી ધારો કે, હિતાહિત સમજે, પણ ક્રૂર કળિ, વળી વળીને ક્યાં તેનો છેડો છોડે છે? તેને તો નળનું નામ નિશાન ક્હાડી નાંખવાં છે.!

પ્રિયવાચક, આ વખતે તમારા મનમાં ક્રૂર કલિ માટે નળ જેવા સર્વ શુભ ગુણ સંપન્નરાજાને ભવિષ્યમાં પડનાર દુઃખ જોતાં શું આવે છે? શું તમે એતો અંતઃકરણથી નહિં તિરસ્કાર કરો?

એવામાં રાજાનો સારથી દમયંતી પાસે જઇને ક્હેવા લાગ્યો કે, "બાઇ સાહેબ, રાજાનું સંકટ જોઈને, તેમને બે વચનો ક્હેવા માટે દ્વાર આગળ લોક આવીને ઉભા રહ્યા છે એવું શ્રીમાન્ મહારાજાને જણાવશો."

સારથીનું -હૃદયવેધક ભાષણ સાંભળીને, દમયંતી શોકથી રડતી રડતી રાજા તરફ ગઇ અને ક્હેવા લાગી કે, "મહારાજ, લોક અને પ્રધાન આપની મુલાકાત માટે આવ્યા છે. તેમની મુલાકાત આપને અવશ્ય લેવી ઘટે છે." આ પ્રમાણે રાણી ક્હેછે ને ચોધારા આંસુથી રડતી જાયછે, તોપણ કલિના સંચારથી રાજાએ કંઇપણ ઉત્તર આપ્યો નહિં ત્યારે સર્વ લોકો અને પ્રધાન રાજાની શુદ્ધિ ઠેકાણે નથી એમ જાણીને પોત પોતાને ઘેર ગયા. આ પ્રમાણે

નલ અને પુષ્કરની બાજી ઘણા દિવશ રમાઈ ને નલરાજા પોતાનું સર્વસ્વ તદન હારી ગયો.

રાજાને બાજી રમવાની ખોટી લત, કલિના પ્રભાવને લીધે લાગી છે તેથી રાણીના મનમાં એવું આવવા માંડયું કે હવે હું શું કરૂં તો સુખ થાય. પણ ફોકટ! રાજાનો વિચાર તિલ માત્ર પણ ફરે તેવો ન્હોતો. દમયંતીનો સર્વ પ્રયત્ન નિષ્ફળ હતો. રાણીની બૃહત્સેના કરીને એક વિશ્વાસુ દાસી હતી. તેને તેણીએ કહ્યું કે "હે બૃહત્સેને! તું પ્રધાન પાસે જા અને મારા તરફથી પુછ કે, રાજા શું શું હાર્યા અને હજુ શું શું બાકી છે." તે પ્રમાણે તેણે કર્યું. પ્રધાન તો લમણે હાથ દઇને, "હે વિશ્વંભર! અમારા નશીબ" એમ બોલીને પુનઃ એકવાર રાજા તરફ ગયો. પ્રધાનનું ફરી વારનું આવવું દમયંતીએ રાજાને કહિ સંભળાવ્યું પણ અફસોસ તેનું પરિણામ પ્રથમ જેવું જ આવ્યું! "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" જે રાજા, પ્રધાનને અતિ માન આપતો હતો, જે રાજા તેનું કહેવું સાંભળતો હતો તેનાથી શું આ પ્રધાનનું ઓછું અપમાન? જે રાજા સર્વ પ્રકારે પોતાનું પોતાપણું સમજતો હતો તે શું આજ બે સમજ જેવો? ઇશ્વરની ગતિ વિચિત્ર છે! તેનાથીજ સર્વ કંઇ બને છે. કલિ કરમનો કાઢયો, જરાપણ રાજાને પોતાના મનના વલણથી વિરૂદ્ધ જવા દેતો નથી!

શું રાજાને આ વખતે, સ્વયંવરમાં, દમયંતી પ્રતી

આપેલું વચન યાદ નથી? શું આવો ભાન વગરનો રાજા થઈ ગયો છે? વાચકો, તમારા મનમાં આ વાંચતાં શું થાય છે? વગર લેવે દેવે ભવિષ્યમાં નળ ઉપર શું ઓછું દુઃખ પડવાનુંછે? આ વખતે તેની પ્રજાના મનમાં, તેના પ્રધાનના મનમાં તેમજ તેની પ્રિય રાણીના મનમાં શું થતું હશે તેનો જો તમે સ-હૃદયી અને મનોજ્ઞ હોવ તો તમારાથી તે અજાણપણમાં નહિ રહેતું હોય.

રાજાને ફરીવાર "પ્રધાન આવ્યો છે" એવું રાણીએ કહ્યા છતાં તે ઉપર દુર્લક્ષ્ય કરવાથી તે પોતે લજવાઇ ગઇ. ઉપરા ઉપરી પાસાઓ રમવામાં પ્રતિકુલ પડેલા જાણીને, હવે તો સર્વ ગયું એમ ધારી પોતાની વિશ્વાસુ બૃહત્સેનાને રાણી કહેવા લાગી કે, "બૃહત્સેને, તું રાજાના સારથી બાર્ષ્ણેયની પાસે જા અને તેને કહે કે રાજાનું જરૂરનું કામ છે માટે તું જલદી આવ. તે તુરતજ સારથીને બોલાવવા ગઇ અને બોલાવીને પાછી આવી ત્યારે દમયંતીએ તે સારથીને કહ્યું કે, "તું રાજાનો વિશ્વાસુ સારથીછે માટે સંકટને વખતે ત્હારે સહાય કરવી જોઇએ. જેમ જેમ રાજાને પુષ્કર જીતે છે તેમ તેમ રાજાને અધિક હોંસ અને મમત્વ થતો જાય છે. જેમ જેમ પુષ્કરના દાવ સારા પડતા જાય છે તેમ તેમ રાજાનું બગડતું જાય છે. બાજીના ઘેનમાં રાજા, મારૂં, પ્રધાનનું કે કોઈનું સાંભળતા નથી. આમાં તેમનો હું શો દોષ કાઢું? તેઓ મ્હારૂં બોલવું જ્યાં સમુળગું સાંભળતાંજ

નથી ત્યાં શી વાત કરૂં ? આ બધાં કારણોથી હું તને કહુંછું કે, મને રાજાનું કંઇ શ્રેય થશે એમ લાગતું નથી તેમજ કયારે કેવો અને કેટલો નાશ થશે તે હુ કહિ શકતી નથી. માટે રાજાના સારામાં સારા ઘોડા, રથને જોડીને આ બે બાળકોને તેમાં બેસાડી કુંડિનપુર જા. મારા પિયરમાં આ બન્ને બાળકોને તેમજ ઘોડાઓને મુકીને તું ત્યાં રહેજે કિંવા મરજી હોય તો બિજે કંઈ જજે."

દમયંતીનું, આ પ્રકારનું હ્રદયવેધક ભાષણ સાંભળીને બાર્ષ્ણેય મુખ્ય પ્રધાને પાસે જઇ રાણીનો હુકમ કહ્યો. તે માટે તેમનું અનુમોદન લેઇને રથમાં બન્ને બાલકોને બેસાડી કુણ્ડિનપુર પ્રતિ નિકળી ચાલ્યો. ત્યાં બન્ને બાલકો તથા રથને રહેવા દઈ ભીમરાજાની આજ્ઞાથી દુઃખમાં દટાઇ જતો રહ્યો. પછી તે ફરતો ફરતો અયોધ્યાનગરીમાં ઋતુપર્ણ રાજાને ત્યાં ચાકરીએ રહ્યો.

બિચારાં અણસમજુ બાળક, માતાપિતાથી એક ક્ષણપણ અળગાં થયાં નથી તે આજ કોણ જાણે કેટલાએ વર્ષને માટે તેમનાથિ વિયોગી રહેવાના છે તે તેઓ શું જાણે? રથમાં બેસતી વખતે દમયંતીએ બન્ને બાલકોને છાતીસરસાં દાબીને જે રૂદન કર્યું છે તે તો મારાથી વર્ણી પણ શકાય તેમ નથી. આ વખતનો દેખાવ તો ગમે તેવા પાષાણ હ્રદયવાળાને એક વખત આંખમાં આંસુ લાવ્યા શિવાય નહિંજ રહે. જતાંજતાં બાલકોનું ગદગદિત કંઠે "બા તું મને કયે ગામ મોકલે છે? તું કાં રડે છે

તારા શિવાય મને કોણ ખાવા આપશે, ને બા હું કયારે પાછો આવીશ." પ્રિય વાચક, વધારે તો શું લખું ? મ્હારી કલમ થર્ થર્ ધ્રુજે છે ને વિચાર શુન્ય થઇ જાઉંછું. આંખમાં ઝળઝળિયાં આવે છે. આવું બાળકો બોલેછે એટલામાંતો રથનો વેગ વધવા માંડયો. ને દમયંતીથી વ્હાલમાંને વ્હાલમાં કંઇપણ બોલી શકી નહિં. તેનું -હૃદય ભરાઈગયું હતું. આંખમાંથી ચોધારે બોર બોર જેવાં આંસુ પડવા માંડયા. રડવા શિવાય બિજું કંઇપણ તેનાથી થયું નહિં. અણસમજુ બાળક રડતાં કળકળતાં કુંડિનપુર પ્હોંચ્યાં. દમયંતીના દુઃખને ભીમરાજાએ તથા તેની રાણી અને મિત્ર મંડળે જાણ્યાં. અતિ દુઃખી થયા. થોડાજ દિવસમાંનલ દમયંતી વનવાસ ભોગવશેએવીતેમની કલ્પના થઇ. ને થોડા દિવસ પછી દેશો દેશ અને ગામો ગામ નલ દમયંતીના શોધને અર્થે માણસો મોકલવાને નક્કિ કરીને મોકલ્યાં.

હવે નલની સ્થિતિ તરફ આપણે વિચારીએ. હજુ સુધીપણ નલે બાજીનો છેડો છોડયો ન્હોતો. ઉદારદિલથી રમ્યાંજ કરતો હતો. સર્વસ્વ–રાજ્ય ગયું. હવે તો પુષ્કરે, નલ પોતાથી રાજ્યસુદ્ધાં હારી ચુકયો છે ને દમયંતીશિવાય બિજું કંઇ હોડબકવા માટે રહ્યું નથી એમ જાણીને હસીને નલપ્રતિ કહ્યું કે, "હવે આપ શાની હોડ બકો છે ? સર્વને હું જીત્યો છું. પણ એકલી દમયંતીજ તમારી પાસે છે. જો મરજી હોય તો તેની પણ ... ... ..."

આ પ્રમાણેનું પુષ્કરનું, શરમ વિનાનું મૂર્ખાઈવાળું, અને સભ્યતા રહિત બોલવું જોઇને, કલિના સચારથી બુદ્ધિ ભ્રમિત નલરાજા, ક્રોધમાં તપી ગયો. આંખ લાલચોળ થઇ, મ્હોંપર પરસ્વેદ પ્રકટયો, ભવાં ચડાવ્યાં, મોં વક્ર કર્યું, હાથ અફાળ્યા, દાંત કચડયા પણ અફશોસ ! સર્વ નકામું હતું. આમ થયા છતાંપણ તેણે પોતાના અંગ-પરના સર્વ વસ્ત્રાલંકારોને ઉતારી પુષ્કર આગળ ફેંકી દઇ ફકત એક જ વસ્ત્ર પ્હેરી રાજ્યમાંથી ચાલતો થયો. ! દમયંતી પણ ફકત એક જ વસ્ત્રને શરીરે લપેટી પોતાના પતિની પાછળ ચાલી. ત્રણ દિવસ દમયંતી સહવર્તમાન નગર બહાર નલરાજા રહ્યા.

ગાંમમાં પુષ્કરે એવો ઢંઢેરો પિટાવ્યો કે, "નલ રાજા મારી સાથે બાજી રમીને પોતાનું સર્વસ્વ રાજ્યસુધાં હારી ગયોછે માટે મ્હારા રાજ્યના કોઇપણ માણસે આશ્રય આપવો નહિં. મારા હુકમનું અપમાન કરનારને દેહાંત શીક્ષા કરવામાં આવશે." તેથી રાજાને કોઇએ આશ્રય આપ્યો નહિં. જે રાજાના કહ્યામાં આખું રાજ્ય હતું તે આજે પુષ્કરના હાથમાં જવાથી રાજા ઘણો દિલગીર થયો.

---

## પ્રકરણ ૩ જું.

નલ દમયંતીને વનમાં પડેલું દુ:ખ, નળ પ્રતી દમયંતીનો અપૂર્વ પ્રેમ પરસ્પરના વિયોગ માટે કલિની નીચયુકિત, પક્ષિથી થયેલું વસ્ત્ર હરણ, એક વસ્ત્રમાં બેનો નિભાવ, નિદ્રામાં નલે કરેલો દમયંતીનો પરિત્યાગ.

પુષ્કરના ઢંઢેરાથી બિહિને નલરાજાને કોઇએ આશ્રય આપ્યો નૂહિં. નલરાજા નિશ્વાસ મુકતો, અતિ શોક કરતો "અરે મેં આ શું કર્યું? હશે મ્હારૂં નસીબ." આમ બોલી ને દમયંતી તરફ જોયું. દમયંતીના આંખમાંથી આંસુઓ બોરબોર જેવાં મોટાં પડતાંજ હતાં. તે આ વખતે બોલી કે, "હે સ્વામિ, ધીરજ રાખો, ઇશ્વર સર્વ સારૂં કરશે, માણસ માત્રને સુખ દુ:ખ તો ભોગવવું છે. સુર્ય સરખો, પણ પોતાનું તેજ ક્રમશ: ઓછું વત્તુ થવાથી શોક કરતો નથી. તો આપણે મનુષ્ય છિએ તે કઈ ગણત્રીમાં? હાથે કરીને ભુલ કરી છે." આમ કૃહિને હૈયું ભરાઇ આવવાથી તે પણ રડી પડી.

નલરાજા વિવિધ પ્રકારના સુખને જેમ ઇંદ્ર નંદન વનમાં ભોગવતો તે પ્રમાણે પોતે વિદર્ભ દેશમાં ભોગવતો હતો, તે આજે વનવાસ ભોગવવા નિકળ્યો છે તે નશીબની બલિહારી નૂહિં તો બિજાું શું કૃહેવું?

ક્ષુધાથી વ્યાકુલ થયેલો રાજા, ફલના શોધ માટે દમયંતી સાથે વનમાં જવા લાગ્યો. એક દિવસે બહુજ ભુખ લાગી હોવાથી આમ તેમ જુવે છે તો એક ઠેકાણે સોનાની પાંખો જાણે હોયની તેવું એક પક્ષી

જમીનપર બેઠેલું તેની નજરે પડયું. એ પક્ષીથી પોતાની ભુખ સમાવવા સારૂં રાજાએ વિચાર કરીને પોતાનુ ધોતિયું પકડવા સારૂ તેનાપર નાંખ્યુ, પણ પક્ષી તો એ ધોતીયાં સુધાં ઉડીગયું ! નસીબની ગતિ ન્યારી છે.

જે રાજાને "હાંરે કોઇ છે કે?" એમ ક્હેતાં, 'ક્ષમા ક્ષમઃ' ક્હેતાં ઘણાં માણસો હાજર ર્‌હેતાં તેમાંનું આજે કોઇપણ નથી. જે રાજા રથમાં બેસવા પામતો તે આજે પગે ચાલે છે. દમયંતી કે જે કદીપણ અડવે પગે મેહેલ મુકી કંઇપણ બહાર નીકળી નથી તેને આજ નલની સાથે પગે ચાલવું પડેછે! ઋતુમાન પ્રમાણે જે નોખનોખા મનહર અને અમૂલ્ય વસ્રો પ્હેરતાં તેમને આજે વસ્રો શિવાય વલખાં મારવાં પડે છે. જેના તાબામાં હજારો દાસીઓ હતી, જે રાણીના મુખકમલમાંથી નિકળેલાં વચનો, જે રાજા અદ્ધર ઝિલી લેતો, જે રાણીએ સ્વપ્નમાં પણ દુઃખ જોયું ન્‌હોતું તે રાણી અને રાજા અઘોરવનમાં નિર્જન સ્થળમાં, અધિક દુઃખથી ભ્રમિત જીવે ભટકેછે ! પ્રિય વાચક, એ પક્ષી તે બિજું કોઈ નહિં પણ દુષ્ટ કલિ હતો.

વેશ ધારી પક્ષી, નલરાજાનું વસ્ત્ર લઇ ઉડી ગયું. નલરાજા વસ્ત્રવિના નગ્ન રહો. લજ્જાવડે કરીને મહાન માતા સમાન પૃથ્વી તરફ સજલ નેત્રથી નસીબ અને કુદરતનો વિચાર કરતો નીચું મ્હોં કરીને તટસ્થ થઈ ઉભો રહયો. તેને જોઇને આકાશમાં ઉડી ગયેલું પક્ષી બોલ્યું

કે, "હે મૂર્ખ! બાજીમાંના જે પાસા તેજ હું છું! તારૂં એક વસ્ત્ર તે પણ લઇ લેવા આવ્યો છું. તારી પાસે એક પણ વસ્ત્ર રહેલું મારે જોવું, તે, મને સંતોષ આપનાર નથી. માટે લઇ જાઉં છું."

પછી પોતાનું વસ્ત્ર, કે જે મૂળમાં એકજ હતું તેના જવાથી નલે દમયંતી પ્રતિ કહ્યું કે, "જેના ક્રોધને લીધે, રાજ્યથી ભ્રષ્ટ થઇને રહયો છું એવો જે હું, મને ખાવા પણ મળતું નથી મને કોઈ પૂછતું પણ નથી—હું મોટા સંકટમાં અને દુઃખમાં પડયો છું. મને કંઇ પણ સૂઝતું નથી. હું તને ત્હારા હિતની એક વાત કહું છું તે સાંભળ. આ દક્ષિણ દિશા તરફ પુષ્કળ રસ્તાઓ જાય છે. (આંગળી કરીને),—આ એક અવંતી નગરી ઉપર થઇને, ઋક્ષવાન્ પર્વત તરફ જાય છે. આજ રસ્તામાં આગળ વિંધ્યાદ્રી પર્વત અને પયોષ્ણી નદી આવે છે. આ રસ્તાઓમાં મોટા મોટા ઋષિઓના આશ્રમ છે. ત્યાં ફળ, મૂળ વિગરે ઘણું છે. આ રસ્તો વિદર્ભ દેશમાં જાયછે અને બિજો રસ્તો કોસલ દેશમાં જાયછે."

દમયંતી—(અતિ દુઃખથી રડતાં અને દીન વાણીથી નલને ક્હેવા લાગી કે), "મહારાજ, આપનો શો વિચાર છે તે મારા મનમાં સમજી ગઈ છું અને તેથી કરીને મારૂં હૃદય ફાટી જાય છે; ભાન ભુલી જવાય છે; સર્વાંગે કંપ થાય છે; શરીર રોમાંચ થાય છે. આપ રાજ્ય ભ્રષ્ટ થયા, પાસે દ્રવ્ય નથી, વસ્ત્ર નથી, ક્ષુધા અને શ્રમથી

થાકી ગયાછો આવી સ્થિતિમાં આપને નિર્જન અરણ્યમાં મુકીને હું કેમ જઇ શકું? અઘોર અરણ્યમાં આપ શ્રમથી કિંવા ક્ષુધાથી પિડાને પામ્યા, અથવા પૂર્વનું સુખ યાદ કરી દુઃખી થયા તો તે આપના દુઃખને દૂર કરીશ. મોટા મોટા વૈદ્યો એવું કહે છે કે, પતિને (સર્વ પ્રકારના) દુઃખોની વખતે સ્ત્રી સમાન બીજું એકપણ હિતરૂપ ઔષધ (પૃથ્વીમાં) નથી, (ને તે સમાન બીજો મિત્રપણ દુઃખને સમયે નથી.)"

નલ કહે છે—"હે દમયંતી, તું જે કહેછે તે ખરૂંજ છે. દુઃખની વખતે ઉપયોગી થઇ પડે તેવો સુમિત્ર પતિને પત્નિ સરખો બિજો કોઇ પણ નથી. હું તને મુકીને જવા માટે જરાપણ ઇચ્છતો નથી. તો શામાટે નકામી બિહે છે? હું મારો, પોતાનો આત્મા તજું પણ તને તો તજનાર નથી."

દમયંતી (એ નલપ્રતી કહેવા માંડયું કે,) "મહારાજ, જ્યારે આપ મને એકલી મુકી દઈને ચાલી જવા ઇચ્છતા નથી ત્યારે મને શા માટે વિદર્ભ દેશનો રસ્તો બતાવો છો? આપ મને એકલી મુકી દેનાર નથી એ હું સારી રીત્યે જાણું છું, પણ ચિત્તના વિક્ષેપથી કદાચિત્ મુકી દ્યા એવો ભય લાગે છે. ફરી ફરીને એનાએજ રસ્તા બતાવો છો તેથી મારા મનમાં ઘણું ઓછું આવે છે. જો હું મારે પિયર જઈશ એવું આપના મનમાં આવતું હોય તો આપણ બન્ને પણ ત્યાં જઈએ. મારો પિતા

આપનો સારો સત્કાર કરશે. ત્યાં આપણે સારી રીત્યે રહિશું."

દમયંતીનુ, અતિ કોમલ, વિનયવાળું, તેમજ દુઃખે કરીને ગદ્દગદિત કંઠે બોલાતું ભાષણ સાંભળીને નલ કહે છે કે, "તારા પિતાજીનું રાજ્ય તે મ્હારૂંજ છે એ ખરૂં, તથાપિ આવા સંકટને સમયે હું ત્યાં કદી પણ જનાર નથી. પૂર્વે, પૂર્ણ ઐશ્વર્યમાં હતો તે વખતે, તને આનંદ થાય માટે ત્યાં ગયો હતો તેજ હું, આજ રાજ્ય ભ્રષ્ટ થઈ તને દુઃખ દેવા માટે શી રીત્યે જઈ શકું?" આટલું બોલ્યા પછી તે બન્ને જણા એકના એકજ વસ્ત્રથી લપેટાઈને અહિં તહિં ફરતે ફરતે ક્ષુધા અને તૃષાથી પીડિત થઇને એક ધર્મશાળામાં ગયા. બન્નેને અધિક થાક લાગ્યો હોવાથી, ઉંઘ આવી ગઇ. અધિક શ્રમને લીધે દમયંતી ઘણી વાર સુધી ઊંઘી. પ્રિય વાચકો, જે રાજા રાણીને સુઇ રહેવા માટે મખમલની તળાઇઓથી યુકત રત્ન જડિત, મચ્છરદાનિઓથી શોભી રહે, તેવા પલંગના ઉપભોગનો વૈભવ જઇને આજે ઉજડ મેદાનમાં અરે કાંકરાવાળી જગામાં સુઇ રહેવું પડયું. પોતાનું રાજ્ય ગયૂ. પોતાના ઇષ્ટ મિત્રે પોતાને છોડી દિધો, અરણ્યમાં પોતાના વસ્ત્રથી પણ નહિં જેવો થઇ ગયો. આવા વિચારોથી દુઃખ જેને પ્રાપ્ત થયું છે એવા નલ રાજાએ મનમાં વિચાર કર્યો કે, "આમ કરૂં તો શું થાયને આમ ન કરૂં તો શું થાય, જીવથી દેહને મુક્ત કરવો ઠીક કે, દેશ ત્યાગ

કરવો ઠીક, મારાપર આની પ્રિતિ ઘણી છે અને મારે લીધે આને ઘણું દુ:ખ વેઠવું પડે છે. જો હું આને મુકીને ચાલ્યો જાઉં તો તે પોતાના આપ્તગણ તરફ કદાચિત જશે. મારી સાથે જો આ રહેશે તો એને ઘણું દુ:ખ પડશે. જો કદિ હું છોડીને ચાલ્યો જઈશ તો વખતે એને સુખ પણ મળે. આ પતિવ્રતા છે, રસ્તામાં એને કોઇપણ પીડા કરે તેવું સમર્થ નથી.'' આવો પુન:પુન:વિચાર કરીને, કલિના પ્રભાવથી જેની બુદ્ધિનો ભ્રંશ થયો છે એવા નલરાજાએ, તેણીને એકલી મુકી દઈને જવાનો નિશ્ચયકર્યો.

આ નિશ્ચય કર્યા પછી વિચાર કરેછે તો પોતાનું અંગ ઢાંકવાને માટે દમયંતીના વસ્ત્ર શિવાય બીજું વસ્ત્ર નથી. પણ કલિના પ્રભાવથી એવુ સુઝી આવ્યું કે, દમયંતી-ના વસ્ત્રમાંથી અર્ધ વસ્ત્ર ફાડી લેવું. આવો અયોગ્યઅને ધિકકારને પાત્ર વિચાર કરીને વસ્ત્ર ફાડવા માટે આમ તેમ કાતરને સોધે છે. અહિં કયાંથી કાતર કે છરી હોય? પણ કલિનો પ્રભાવ જબરો છે તેણે તેટલામાંજ એની નજરે એક નાગી તરવાર પાડી. તેનાથી કરીને અર્ધ વસ્ત્ર ફાડી નાંખી, દમયંતીને જ્યાંની ત્યાં નિદ્રાવશ્ય સૂતી મુકીને આપેલું વચન ભુલી જઇ, પાશાણવત્-હૃદય કરીને નિકળ્યો.

પાછો થોડે છેટ જઈને ફરીથી ધર્મશાળામાં આવ્યો. અને સતિ દમયંતીના મુખ કમલને નિરખી નિરખીને રડતાં બોલવા લાગ્યો કે, "જે આ અતિપ્રિય મૂર્ત્તિ સૂર્ય

કે વાયૂની દૃષ્ટિને પણ પડતી ન્હોતી તે આજે ભિખારણ જેવી ધર્મશાળાની જમીન ઉપર પડેલી છે. અહિં જ્યારે તે જાગશે ને જોશે ત્યારે તેના મનની અને તનની શિ અવસ્થા થશે ? મ્હારા શિવાય એકલી આ સિંહવ્યાઘ્રાદિકથી ભરપૂર ભયંકર નિર્જન વનમાં શી રીત્યે જશે.? "હે દમયંતી! તું ધર્મનિષ્ટ છે. આદિત્ય, વસુ, રૂદ્ર અને અશ્વનીકુમાર ત્હારૂ રક્ષણ કરો" એમ ક્હિને ચાલતો થયો. વળી પાછો આવીને દમયંતી સામો જોઈ રહે છે. એક તરફથી નલને કલિ ખેંચે છે ને બીજી તરફ દમયંતી ખેંચે છે આવી તેના મનની સ્થિતિ થઇ પડી. છેવટે કલિ પ્રભાવે વધારે ખેંચાણ કરવાથી દમયંતીને નિદ્રાયુકત મુકીને નલ કઠોર -હૃદયનો થઇ ચાલતો થયો!

---

## પ્રકરણ ૪ થું.

દમયંતીનું રૂદન,-અજગળનું ગળવું,-પારધીની નીચ ધારણા માટે દિધેલો શાપ; ઉજડ વગડામાં એકલા ભટકવું,-સંગમાં ભળવું,-સંગના લોકોને પડેલું દુઃખ,-છેવટે ચેદી રાજ્યમાં પોતાનું થયેલું રક્ષણ.

નલના ગયા પછી થોડીવારે દમયંતી ઓચીંતાની જાગીને આસપાસ જુવે છે પણ નલ ક્હિં પણ નજરે ન પડવાથી અતિ દુસ્સહ દુઃખથી યુકત થઈને બોલાવવા લાગી "હે કૃપાળું પ્રાણનાથ, મને કાં મુકી જાઓ છો? હવે મ્હારાથી જીવતાં ન્હિં રહેવાય. મને આ ઉજડ નિર્જન વનમાં ભારે બીક લાગે છે. સ્વામિ, આપ સાચું

બોલનાર, પત્ની પ્રત્યેના ધર્મને જાણનાર છો અને આપે કહ્યું છે કે "હું તને કદી પણ એકલી મુકીને જઈશ નહિં" છતાં મને વગડામાં ઉંઘતી મુકીને કાં જાઓ છો? મારો કંઈપણ વાંક નથી બિજાએ આપનું બગાડયું છે તે માટે પારકાપરની રીસ મારા ઉપર શા માટે કાઢો છો? આપે સર્વે દેવની સમક્ષ પાણી–ગૃહણ પરણતી વખતે જે જે વચન મને આપેલાં છે તે સર્વે સંભારી જુવો. આપના જવાથી મારી વતી ઘડી પણ નહિં જીવાય પણ, મરણ વખત વિના આવતું નથી. જો કદાચ આપ મારો ઉપહાસ કરતા હોય તો તે મુકી દો. હું ઉપહાસને યોગ્ય સ્થિતિમાં હમણા નથી. હવે ટુંકુ કરો ને જલદીથી મારી દૃષ્ટિએ પડો. મારો જીવ આકળ વિકળ થાય છે. અરે મને ઘણું દુઃખ થાય છે. હે દયાળું સ્વામિ, શું તમે મ્હારી વિનંતી નહિં સાંભળો? હે સ્વામિ, કાં વારૂં મારાપર આવી નિર્દયતા કરો છો? મારા પ્રાણની મારે ઓછી ફીકર થાય છે. મારા શિવાય આપને કદી એકલું ગમતું નહોતું તે હવે આપને શી રીત્યે ગમશે? આપના દુઃખમાં કોણ ભાગ લેશે? આપની શી વલે?

વનચર પશુઓ કદાચ મને આહારમાં લેશે તેની ચિંતા મને થોડી થાયછે પણ આપ એકલા છે ને શીશી આપદા પડશે તે હું કળી શકતી નથી. તૃષા અને ભૂખથી પીડાતાં થાકીને લોથ જેવા થશો તે વેળા હું હવે આપને કોઇ રીતે મદદ કરૂં તેમ રહ્યું નથી. અરે દૈવ!

આરો ગજબ?"

આ પ્રમાણે દમયંતી વિલાપ કરી અતિશયદુ:ખને પામેલી અહિંથી તહિં ને તહિંથી અહિં એમ ભટકતાં જમીનપર પડી જતી. શુદ્ધિ આવતાં ઉઠીને બેસતી અને વિલાપ કરીને પોકે પોકે રડતી પણ અફસોસ! નલ, દમયંતીને મુકી ખરેખાત જતો રહયો હતો. એટલે દમયંતીના વિલાપ પરમેશ્વર, નિર્જન વન અને દશ દિશાઓ શિવાય કોઈપણ સાંભળતું નહોતું.

પતિવ્રતાએ અતિ દુસ્સહ દુ:ખથી મુંઝાઇને બોલવા માંડયું કે, "જેણે નલરાજાને આવું દુ:ખ દિધું તેને અમારા કરતાં અધિક દુ:ખ થશે. પુણ્યવાન નલને જે દુષ્ટ આવી દશાને પમાડયો તેની દશા અમારા કરતાં ખરાબ થશે." આ પ્રમાણે કહિને "હે પ્રાણપતે, હે સ્વામી" એમ કરતી બૂમો પાડતાં બેબાકળી થઇને ફરી ચાલવા લાગી, તેવામાં રસ્તામાં એક મોટો અજગર પડયો હતો. તે અજગરે ગળવા માટે મોઢું પ્હોળું કરયું દમયંતીનો ઓચીંતો તેમાં પગ પડવાથી અજગરે ગળવું શરૂં કરયું. આ વખતે નળ વિના તેને ઘણું ખોટું લાગ્યું. હા ક્હેતાં હજારો હજુરીઆ જેની આજ્ઞામાં ર્હેતા તેમાનો એક પણ નલનો કે દમયંતીનો હુકમ માનવા આજ નથી. "વખત વખતની છાંયડી" આ ઉજડ અરણ્યમાં હે સ્વામિ, મને અજગર ગળી જાયછે છતાં તમે કેમ છોડાવતા નથી! મારો પ્રાણ જશે તો આપની શિ વલે થશે? મને આ

ઉજડ વેરાનમાં મુકીને કયાં ગયા! કદાચ ઇશ્વર ઈચ્છાએ પુનઃ દુઃખ દૂર થઇને રાજ્ય મળશે તો મારા શિવાય આપની સેવા કોણ કરશે?"

આવું બોલેછે એટલામાં એક પારધી, એ અરણ્યમાં શિકાર માટે ફરતો હતો તેને કાને દુઃખદાયક રડવાનો સ્વર પડવાથી, સ્વર સંભળાતી દિશા તરફ દોડતો દોડતો આવી ચડયો. અને આ સ્ત્રી (દમયંતી) ને અજગર ગળે છે તે જોઇને અજગરના મોઢામાં છુરો ઘાલી તેને બે ચીતાળોના આકારમાં ચીરી નાંખીને દમયંતીને અજગરથી થતા મરણ ભયથી બચાવી. પછી તેણે દમયંતીના પગને પાણીથી ધોઇને સાફ કર્યો. ને થોડુંક ખાવા માટે પોતાની પાસેથી આપ્યું થોડો આધાર પેટમાં જવાથી દમયંતી જરા સાવધ થઇ. જેને માટે હુકમ થતાં મન ગમતી રસોઇ જમવા મળતી તેને આજે કેટલા દિવસથી ભુખે મરવુ પડયું છે તે કોઇ જાણે છે? સાવધ થયાપછી એ પારધી દમયંતીને કહેછે કે,

"હે સુંદરિ! તું કોની સ્ત્રી, આ વગડામાં કયાંથી આવી? આવું મોટું દુસ્સહ દુઃખ તારા ઉપર શી રીત્યે આવ્યું.!"

આ સાંભળીને દમયંતીએ પોતાની અથથી તે ઇતિ સુધીની પ્રશ્નના સંબંધમાં વાત કહિ. દમયંતી અર્ધ વસ્ત્રમાં હતી. ભૂખ, તરશ અને શ્રમથી દુઃખને પામી હતી છતાં પૂર્ણિમાના ચંદ્ર જેવું મોઢું, સુકુમાર

અંગ, મૃદુ ભાષણ, વિગેરે જોઇ પારધીને ખોટો વિચાર થયો, અને તેની સાથે બોલવામાં વિવેક હીન થતાં મનની વિચિત્ર અવસ્થાને પામ્યો. પતિવ્રતા દમયંતી તેના દુષ્ટ મનોરથને તુરત સમજી ગઈ. પારધીએ ખોટે વિચારે ઉશ્કેરાઇને દમયંતીપર જુલુમ કરવાને ધાર્યું. પણ તે (દમયંતી) ના તેજથી તે અંજાઈ ગયો. દમયંતીએ (મનમાં) વિચાર કર્યો કે, "આ દુષ્ટને વિવેકથી શિખામણ દેવા જેવી તેની ચેષ્ટા જણાતી નથી તેથી શાપિત કરવો." આવા મનસુબાથી "મેં નળ શિવાય પરપુરૂષને મનમાં સ્મર્યો નથી એ વાત જો સાચી હોય તો આ પારધી અહિંજ ફાટી પડો." એવું બોલતાંની સાથે એ પારધી, જેમ સુકાયેલું ઝાડ વટોળિયાથી જમીનપર તુટી પડે તે પ્રમાણે તુટી પડ્યો.

પારધીના મરણ પછી દમયંતીએ આગળ ચાલવા માંડયું. જતાં જતાં મ્હોટું અરણ્ય આવ્યું. એ અરણ્ય કે જેમાં અધિક સિંહ, મહા વિકાળ વાઘ, હાથી વિગરે જંગલી માંસાહારી પ્રાણીઓનો વાસ હતો. ભરચક ઝાડથી અને બોરડીવિગરે કાંટાથી રસ્તોપણ માલુમ પડતો ન્હોતો. કેટલેક ઠેકાણે નાના મોટા ડુંગરોથી ઘણે ઠેકાણે ઊંચો નીચો રસ્તો હતો. માંસાહારી પ્રાણીઓના મહા ઘોરતર શબ્દે કરીને આખું અરણ્ય ગાજીને પ્રતિધ્વનિવાળું થઇ જતું હતું. ચિત્તા, સાપ, ડુક્કર વિગરે એક કરતાં ઘડિમાં અધિક વેળા દેખાતા હતા. આવા મહા ભયવાળા નિર્જન

અરણ્યમાં નલના શોધ માટે દમયંતી દુઃસહ દુઃખને સહન કરતી ચાલવા લાગી. જે જન્મભરમાં કદી પણ એકલી આવી રીત્યે પુરાં વસ્ત્ર વિના, વાહનવિના મહાદુઃખવાળી અવસ્થામાં નિકળી નથી તેને આજે આવે વખત આવ્યો છે.

રસ્તે ચાલતાં પગમાં કાંકરા ખુચે છે. કાંટા વાગે છે એટલે "હે સ્વામિ નલ! હું મંદભાગિને મ્હારે ધાવે" એવું બોલતી રૂદન કરે છે. પાછી વળી જરા કળ વળે એટલે ચાલવા માંડે છે. ખરેખર, તે આ વખતે ઘેલા જેવીજ બની ગઇ હતી. માણસ ગમે તેલું ડાહ્યું હોય તો તેને દુઃખ ઘેલા જેવું કરી મુકે છે. રસ્તે ચાલતાં ઝાડને પણ જાણે તે નલને ઓળખતું હશે એમ ધારીને કહે છે કે, "હે તરૂવર! શું નલ આ રસ્તે થઈને ગયા છે? નલની કેવી સ્થિતિ છે? અરે! તેમને કેટલું દુઃખ થતુ હશે તે તમે પુછયું નથી? કાં વારૂં જવાબ દેતા નથી?" આમ બોલતાં બોલતાં આગળ ચાલતી ઠોકર ખાઈને પડે છે ને રૂદન કરે છે. વળી પાછી બોલવા માંડે છે કે, "હે નલ રાજા! અરે મને આ ઉજડ વગડામાં એકલી મુકીને ત્હમે કયાં ગયાં? તમોએ સર્વ જનોને સંતોષીને અશ્વમેધ યજ્ઞ કર્યો,છતાં પણ તમે મ્હારાથી કેમ આાડી રીતે ચાલોછો તેનો જવાબ દો-હંસે તમને અને મને શું કહ્યુંછે તેનો તો જરા વિચાર મનમાં લાવો? હે દયાનિધે, તમે કાં વારૂં મારા ઉપર નિર્દય થાઓ છો? તમે સત્યવાદી છતાં સ-

ત્યને ભુલી જશો ને આપેલું વચન નહિં પાળો? હે રાજા! તમે પ્રથમ મારી સાથે બોલ્યા પ્રમાણે વર્તો. હું આ ઉજડ વગડામાં મરી જઇશ તે શું તમે જોઈ રહેશો? શું આવી વખતે તમારે મારૂં રક્ષણ ન કરવું જોઇએ?"

આ પ્રમાણે તે રૂદન કરતી ઉત્તર તરફ ચાલવાલાગી. ત્રણ દિવસ લાગ લગટ ભૂખ તરશ વેઠીને ચાલતાં તેની નજરે એક સુંદર આશ્રમ જોવામાં આવ્યું. તેની પાસે જતાં ત્યાં નાના તરેહના દેખાવ જોયા. કોઇ વાયુભક્ષણથી નિર્વાહ કરે છે. કોઇ પાણી પીનેજ કાળક્ષેપ કરે છે. કોઇ ફલ ફલાદી અને પાનાં ખાઈનેજ ચલવે છે. કોઇએ વલ્કલ પ્હેરેલાં છે. કોઈએ હરણના ચામડાં ઓઢેલાં છે. એવા તપસ્વી મહાત્માઓના મંડળને જોઇને તેના મનમાં ધીરજ આવી. એ આશ્રમમાં આવીને તપસ્વીઓને નમસ્કાર કરીને સવિનય ઉભી રહિ, એટલે તે તપસ્વીઓએ યથાઘટિત સત્કાર કરીને બેસવા માટે આસન આપ્યું. આસન ઉપર બેઠાપછી દમયંતીએ પૂછ્યું કે, "તમારી તપશ્ચર્યા, નિત્ય-નૈમિત્તિક કર્મ, અગ્નિ હોત્ર આદિ યથાસ્થિત નિર્વિઘ્ને ચાલે છે કે?" તપસ્વીઓએ કહ્યું કે, "હા ચાલે છે". "હે સુંદરી! તું કોણ છે, અહિં શા કારણથી આવવું પડયું છે, તારૂં સૌંદર્ય જોઇને અમને અતિ આશ્ચર્ય લાગે છે.(આટલું સાંભળતાં દમયંતીને નલ કેવી દશામાં હશે તેના વિચારે મનમાં ધર કર્યાથી રડવું આવ્યું) રડીશ નહિં શું તું અરણ્યની કે આ પર્વતની કે

નદીની દેવી છે ?"

દમયંતીઃ—"હે મહાત્મા! હું અરણ્ય, પર્વત નદી તથા કશાની દેવી નથી, પણ મનુષ્ય છું. હું મારી સર્વ હકીકત તમને ક્હિ સંભળાવું છું તે સાંભળો" એમ ક્હિ પોતાની ક્હેવા લાયક સઘળી હકીકત ક્હિ.

શોકયુકત દમયંતીનું કહેલું સાંભળતામાં તપસ્વીએ કહ્યું કે, "હે સુંદરિ! તને આગળ ઉપર અધિક સુખ મળશે, અમારા તપના બળથી એમ માલમ પડે છે કે, થોડાજ સમય પછી નળરાજા તને મળશે. અને સર્વે દુઃખથી દૂર થઇ પ્રથમ પ્રમાણે રાજ્ય કરશે—શત્રુનો નાશ થઇને મિત્રને સુખ થશે." આટલું બોલી સઘળા તપસ્વીઓ યોગ બળથી અદૃષ્યપણાને પામ્યા.

આ જોતાં દમયંતીને અતિશે નવાઇ જેવું લાગ્યું; ને મનમાં વિચાર કરવા લાગી કે, "આ સ્વપ્ન તો નથી? એક ઘડીમાં આશું થઇ ગયું? કયાં ગયો અહિં હતો તે આશ્રમ અને નદી? ફલ પુષ્પથી શોભાયમાન ઝાડો કયાં અલોપ થઇ ગયાં?" આવા તર્કમાં કેટલીક વાર વિચાર કરતી કરતી ત્યાંથી ઉઠીને આગળ ગઇ અને ફરી અતિ શોક સ્વરથી રૂદન કરવાનુ ચાલુ કરયું. અતિશે રડવાથી જેનો સાદ બેશી ગયો છે, શરીરે ધ્રુજારો થયોછે, એવી સ્થિતિમાં દમયંતી એક નદીની તેડ આગળ ગઇ કે જ્યાં કેટલાક લોકોનો સંઘ ઉતરેલો હતો. તે સંઘના લોકો દમયંતીને જોતાંની સાથે ઘણા વિચારમાં પડયા.

કારણ કે, અતિદુઃખે કરીને જે ઘેલા જેવી દેખાય છે, જે અરધા વસ્ત્રથી અને ધુળથી છવાયેલા શરીરવાળી છે ને જેના માથાના વાળ વિખરાઇ ગયા છે. એવી તેની સ્થિતિ જોઈને કેટલાક લોકો તો નાશી જવા લાગ્યા. કેટલાએકે ગાળો દેવા માંડી, કેટલાએકે તેની ચેષ્ટા કરવા માંડી. આ સર્વ સહન કરતાં તેને શું થતું હશે તે કોઈ વર્ણિ શકે એમ છે? કેટલાકને તેની આવી દુઃખદાયક સ્થિતિ જોઇ દયા આવી તેથી તેની સાથે વાત કરવાને બાને પૂછવા માંડચું કે,

સંઘવી—"હે બાઇ! તુ કોણ છે, કયાંથી આવી અને કયાં જાય છે. તું મનુષ્ય છે કે કોઈ દેવી ? હમે ત્હારે પગે લાગીએ છીએ. તું જે હોય તે અમારૂં રક્ષણ કરજે અને આ અમારા સર્વ લોકો સાજાતાજા ઘેર જાય તેમ કરજે."

દમયંતી—"હે સદ્દગુણિ સંઘવી! હું ખાત્રીથી ક્હું છું કે, હું મનુષ્ય જાતી છું. નળરાજાની સ્ત્રી છું અને ભીમરાજા કે જે વિદર્ભ દેશના રાજા છે તેમની પુત્રી છું. હું નલરાજાની શોધ માટે નિકળી છું. જો તમને તેમની ખબર હોય તો ક્હો."

સંઘવી—હે બાઇ! મારૂં નામ શુચી છે. હું આ ઉતારામાંના સઘળા સંઘનો મુખ્ય છું. અમોએ નલરાજાને કદી જોયા નથી. આ વનમાં વનપશુઓનેજ જોયા છે. ક્હિં પણ અમારા જોવામાં કોઈ મનુષ્ય આવ્યો નથી"

પછી કેટલાક દિવસસુધી ઉતારાના માણસો સાથે પ્રવાસ કરતાં, રસ્તામાં એક સારૂં તળાવ જોવામાં આવ્યું. તે ઠેકાણે એ સંઘના માણસો એ વિશ્રામ લેવા પાછો એક ઉતારો કર્યો. સાંજે વાળુ-પાણી કરીને સર્વ કોઈ સુઈ ગયા. એ તળાવ, ભરવગડામાં હતું. ત્યાં મધ્યરાત્રીએ હાથીનું એક મોટું ટોળું પાણી પીવા માટે આવ્યું. વગડાઉ પ્રાણીઓમાં અદેખાઇ પણ હોય છે તેથી બે હાથી માંહોમાંહે લઢ્યા અને તળાવની પાળે સુતેલા સર્વે ઉતારૂઓના ટોળામાં ઉતરી પડ્યા. તેથી કેટલાક ઉતારૂઓ ચગદાઇ ગયા; કેટલાકના માથા ફુટી ગયાં,-કેટલાકના છોકરાં મરી ગયાં; કેટલાક જીવ લઈને નાશી ગયા; કેટલાક બુમો પાડીને રડવા લાગ્યા; કેટલાક પોતાની માની, કેટલાક પોતાની સ્ત્રીની; કેટલાક પોતાના પિતાની અને સગાવહાલાની શોધમાં ગુંથાય. કેટલાક જીવતા રહ્યા તેઓએ કહેવા માંડયું કે, "આ કોના પાપનું ફળ નડયું ? અરે દૈવ, આ શો ગજબ ? હે ઇશ્વર, સહાય થા." કેટલાક માંહોમાંહે વાતો કરેછે કે, આપણાથી મણિભદ્રની કે કુબેરની વિધિ પ્રમાણે પૂજા થઈ નથી અથવા કંઇ ખામી પડી હશે. ગમે તેમ હશે, પણ ખરૂં પુછો તો આપણને અપશુકન તો થયેલાજ. નહિં તો આવો અનર્થ થાય નહિં." વળી કેટલાએકે વાત કરવા માંડી કે, "આપણી જોડે પેલી ભુતડી જેવી બાઇ હતી તેનાજ આ કારસ્તાન હશે. ખરેખાત, એ કોઈ યક્ષિણી

હશે. એમાં તો કશો સંદેહ નથી." આ વાતચીતને કેટલાએકે ટેકો આપ્યો. અને વિચાર કર્યો કે, જો તે નજરે પડે તો એનું કાટલુંજ કરી નાંખીએ.

આવું સાંભળતાની સાથે દમયંતી ઉતારૂઓથી વેગળે સૂતી હતી, તે ત્યાંથી ઉઠીને ચાલતી થઇ. ભય અને લાજને લીધે તે કંઇ પણ બોલી શકી નહિં. ગમે તેટલું તોએ દમયંતી. તેના મનમાં ઘણો ખેદ થયો કે, "અરે દૈવ ! મારાથી આ લોકોને આટલું બધું દુઃખ થયું" એમ બોલીને પાછો વિલાપ કરવા માંડયો. "દૈવનો મારા ઉપર આ શો કોપ? મેં મન, કર્મ અને વચનથી કોઇનું ભુંડું તાકયું હોય એવું મને યાદ નથી. ખરેખાત, મેં કંઇ મોટું પાપ કર્યુંજ હશે. રાજ્ય ગયું, સુખ ગયું, પતિનો અને પુત્રનો વિયોગ થયો; અને આ નિર્જન વનમાં અથડાવવાનું કરમે રહ્યું." આમ બોલી શોક કરે છે. એવામાં પરોઢિયું થવા આવ્યું એટલે ઉતારાના માણસોમાંથી જે જે બચ્યાં હતાં તે લોકોએ હળવે હળવે શોકથી વિટાઈને ચાલવા માંડયું. કોઇ પોતાનો બાપ મરી ગયાથી કલ્પાંત કરીને રડેછે, કોઇ ભાઇ માટે, કોઇ મા માટે, કોઇ સ્ત્રી માટે, કોઇ છોકરા માટે, રડે છે. આવી દુર્દશા, ઉતારૂઓની જોઇનેં, દમયંતી મન સાથે કહે છે કે, "શું મેં આવો અનર્થ તો નથી કર્યો? હશે. મારૂં નશીબ. મારે હજુ કેટલું દુઃખ ભોગવવાનું છે તેની મને ખબર નથી." વળી વિચાર કરેછે કે, "મારા સ્વયંવર

વખતે દેવ આવ્યા હતા, તેમને ન વરતાં નળને વરી તે-
થીજ મને લાગે છે કે, મારો નળ સાથે વિયોગ થયો
હશે." આ પ્રમાણે શોક કરતી એ સંઘમાંના કેટલાક
બ્રાહ્મણો કે જેઓ આગળ જતા હતા તેમનો સંગાત
કરીને ઘણે દિવસે સાંજને વખતે ચેદિ દેશના રાજા, સુ-
બાહુના નગરની પાસે આવી. અર્ધું વસ્ત્ર જેણે પ્હેર્યું છે,
શ્રમથી કરીને જે શરીરે દુબળી થઈ છે, જેનો ચ્હેરો ક-
રમાઇ ગયો છે, જેના માથાપરના વાળ વિખરાઈ ગયા
છે, તે એવી સ્થિતિમાં ગાંડાની પેઠે નગરમાં જવા લાગી.
નગર લોકોએ (દમયંતીની દુઃખે કરીને થયેલી વિચિત્ર
મુખમુદ્રા અને શરીર જોઈને) ચેષ્ટા કરવા માંડી અને
છોકરાંઓ પુંઠે પડીને રંજાડવા લાગ્યાં.

દમયંતી—"અરે દૈવ ! વનના દુઃખથી બળીને ગામમાં
આવી તોપણ ગામમાંએ મારે નશીબે દુઃખનું દુઃખજ!"

આમ શોચ કરતી કરતી થાકીને લોથ જેવી થઇ ગયેલી
અવસ્થામાં રાજમેહેલ આગળ આવી. તે વખતે રાજ-
માતા અગાશીમાં બેઠી હતી. તેણે આ સ્ત્રીને જોઈ. તેની
પાછળ છોકરાં અને માણસોનું ઝોલું આવતુંજ હતું.
તે ઝોલું અહિં ઉભું રહ્યું. રાજમાતાએ આ ત્રાસથી
બચાવવા માટે દાસીને બોલાવી અને તુરત દાસી આ-
વીને "શી આજ્ઞા છે" એમ પૂછવા લાગી.

રાજમાતા—"દાસી ! પેલી સુંદરિ કે જેની આસ-
પાસ ઘણા છોકરાં અને માણસો ફરિ વળ્યાં છે તેને

અહિં બોલાવી લાવ્ય. બિચારીને લોકો પજવતા હોય એમ દેખાય છે. તે તો જો કે ગાંડા જેવી દેખાયછે પણ તે ઘણી રૂપાળી અને કોઈ ખાનદાનના ઘરની સ્ત્રી હોય એમ માલુમ પડે છે.”

દાસી બહાર જઇને આસપાસના માણસોને વિખરાઇ જવા કહિ દમયંતીને રાજમાતા આગળ બોલાવી લાવી.

રાજમાતા—(દમયંતીને) “તારા આવા હાલ છતાં પણ તું ઘણી રૂપાળી દેખાય છે. તારા અંગ ઉપર અલંકાર, આભુષણો નથી છતાં તું ઘણી ફુટડી દેખાય છે. ત્હારી સાથે કોઇ નથી છતાં તને જરાપણ બીક લાગતી નથી તેથી તું કોણ અને કોની સ્ત્રીછું તે, મને કહે.”

દમયંતી—“ હે રાજમાતા ! હું પતીવ્રતા સ્ત્રી છું, મ્હારૂં નામ સૈરંધ્રી છે. રસ્તામાં જ્યાં જ્યાં સારા ગામો આવે છે ત્યાંના રાજાઓના અંતઃપુરમાં રહિને પેટ ભરૂ છું. ફળ અને કંદ મૂળ શિવાય હું બિજું કંઈ પણ ખાતી નથી. સાંજ જે ઠેકાણે પડે છે તેજ મારૂં ઘર છે. મારો સ્વામિ અતિ ગુણવાન, બુદ્ધિમાન અને સર્વ શુભ ગુણો સંપન્ન છે. અમારા એકમેએકમાં સારો પ્રેમ છે. હું હમેશ તેમની આજ્ઞાને અનુસરીને ચાલુ છું” એમ કહિને રડી પડી.

રાજમાતા—“બાપુ ! તું જરાપણ રડીશ નહિં ને સુખેથી ત્હારી સવિસ્તર હકીકત કહે.”

પછી દમયંતીએ પોતાની કહેવા લાયક સઘળી હ-

હકીકત કહિને પાછી રડી પડી.

રાજમાતા—"બાઇ! તું સુખેથી મ્હારે ઘેર રહે. હું મ્હારા માણસ, ત્હારા સ્વામિના શોધ સારૂં મોકલું છું. અથવા તારો સ્વામિ તારી પેઠે તને પણ ખોળતો ખોળતો અહિં કદાચ આવી ચઢશે. ગમે તેમ થશે, પણ તું જો અહિં રહિશ તો તારા પતિનો મિલાપ થશે."

દમયંતી—"હે રાજમાતા! જો મારા કહેવા પ્રમાણે મને તમારે ત્યાં રાખીને નિભાવશો તો હું રહિ શકીશ, નહિંતો નસીબમાં જેમ લખ્યું હશે તેમ થશે."

રાજમાતા—"તું જેમ કહિશ તેમ કરીશું."

દમયંતીઃ- "હું કોઈનું ખાતાં વધેલું કે એઠું ખાઇશ નહિં. કોઇના પગ ધોઈશ નહિં. કોઇ પણ પુરૂષ જોડે બોલીશ નહિં. જે કોઈ મારી સામું ખરાબ નજરે જોશે તેને મારી અરજથી તમારે શિક્ષા કરવી પડશે. એક વખત શિક્ષા કરતાં પોતાની ટેવ ન મુકી દે તો તેને દેહાંત શિક્ષા કરવી પડશે. તેમજ કોઇ પણ જાતના હલકાં કામ હું કરીશ નહિં. અને તુકારા હુંકારા પણ વિના અપરાધે મર્યાદા વિનાના સાંખી શકીશ નહિં. જો આ પ્રમાણે મારો નિભાવ તમારે ત્યાં કરી શકો તેમ હોય તો કૃપા કરીને કહો."

રાજમાતા—(આ સર્વે સાંભળીને) "તું જે પ્રમાણે કહે છે તે પ્રમાણે કરવામાં કંઇ પણ ચુક નહિં પડે. તારા જે જે નિયમો છે તે ઘણા સારા છે. એ નિયમો

સાંભળતાં હું ઘણી ખુશી થઇ છું. (આસપાસ જોઇને પોતાની કન્યાને)અરે કયાં ગઇ સુનંદા, ઓ સુનંદા, આવી કે, જરા અહિં આવને."

સુનંદા—(આવીને) "માજી શું કહોછો?" "જો, આ, સૈરંધ્રી દેવ જેવી છે અને તારા જેટલીજ છે. એ ત્હારી ગોઠીયણ છે હો. આની જોડે આનંદથી રોજ હળી મળીને ચાલજો."

માજીની ભલામણ પ્રમાણે સુનંદા, દમયંતીને સાથે બોલાવીને પોતાના મંદિરમાં સખિયો સાથે ગઇ અને ત્યાં તેણે દમયંતીનો સારો આદર સત્કાર કર્યો. દમયંતી પણ ત્યાંજ રહેવા લાગી.

---

## પ્રકરણ ૫ મું.

નળ રાજાનું વનમાં ફરકે ફરતે કરકોટક નામના નાગને શાપ મુકત કરવું,—નાગે દિધેલું વરદાન,—નળનું ઋપર્ણ રાજાના દરબારમાં સારથી તરીકે નોકર થવું,—દરરોજ સાંજે નળ રાજાનું સંભારવું,—દમયંતીના પિતાએ કરેલી શોધ,—ચેદિ દેશના રાજનગરમાંથી સુદેવ નામના બ્રાહ્મણથી દમયંતીની મળેલી ભાળ,—ત્યાં દમયંતીનું પ્રકટપણે ઓળખાવું,—ત્યાં નિકળેલી સગાઇ,—દમયંતીનું પિયર જવું,—દમયંતીથી તેના પિતાનું નળને ખોળવા મોકલવું વિગેરે.

નળરાજા તો દમયંતીને વનમાં એકલી મુકીને ચાલતો થયો હતો.ચાલતાં ચાલતાં એક દિવસે અરણ્યમાં દવ બળતો નજરે પડયો. એ દવમાં ફસી પડેલા કોઇએ "હે પુણ્ય-

શ્લોક નળરાજા, હે પુણ્ય શ્લોક નળરાજા." એવા શબ્દોથી બૂમ પાડી. નળ તે તરફ ગયો ને જુવેછે તો એક મોટો નાગ તેની નજરે પડયો. તે નાગે કંપારી ખાતાં રાજાને કહ્યું કે, "હે રાજા, હું કર્કોટક નાગ છું, મેં નારદને વિતાડયાથી નારદે મને રીસથી શાપ દિધો કે, "તું અહિં એક ઝાડની પેઠે ચોંટી ગયેલો રહિશ." મેં ઘણી રીતે શાપ મુકત થવા આજીજી કરી ત્યારે નારદે કહ્યું કે, "નળરાજા અહિં જ્યારે આવીને તને ઉંચો કરી બિજે ઠેકાણે મુકશે ત્યારે તું શાપથી મુકત થઇશ." નારદના શાપથી હું ઘણા દિવસથી પીડા ભોગવુંછું અને અહિંથી એક હાથ જેટલે પણ ખશી શકતો નથી માટે શાપથી મુકત કરી મ્હારૂં રક્ષણ કરય્. હું ત્હારૂં કલ્યાણ કરીને તારો મિત્ર થઇશ. મારા જેવો બીજો કોઈ પણ નાગ નથી. અહિંથી ઉચકીને જરા દુર મકી મને હલકો કરય્. હું દુઃખી થાઉંછું." આ પ્રમાણે બોલતાં પોતાના શરીરને સંકોચી નાગ નાનો થયો. તે જોઇ નલ રાજાએ ત્યાંથી તેને બીજે ઠેકાણે મુકયો એટલે નાગ શાપ મુકત થયો.

કર્કોટક—"હે રાજા, એક બે એમ અનુક્રમે પગલાં ગણતો હિંડવા માંડય્ એટલે તે જોઇને મારે ત્હારૂં હિત શું કરવું તે કરીશ."

એ સાંભળી નળ રાજા એક બે એમ પગલાં ગણતો ચાલવા લાગ્યો અને જ્યારે નવ પગલાં ભરીને "દશ" એવું બોલે છે એટલામાંજ કર્કોટકે "ડંશ" ભ-

યો. નાગના ડંસથી નળરાજાનું રૂપ બદલાઇ ગયું. ઉપકારને બદલે અપકાર! આ શો ગજબ!

નલ—"હે કર્કોટક! મેં ત્હારૂં ભલું કર્યું; તેનો બદલો આવોજ કે?"

કર્કોટક—(પોતાનું પૂર્વ ધારીને) "હે મહા બુદ્ધિમાન્ નલરાજા! તું કોણ છે એ જાહેર ન પડે માટે મેં ડંસ ભરીને ત્હારૂં હિત કર્યું છે. મારા ડંસથી ત્હારૂં રૂપ ઢંકાઇ ગયું છે. જે દુષ્ટથી તને આ પીડા થઇ છે, એટલે તારે વનવાસ ભોગવવો પડયો છે તેનાપર મને ઘણો ક્રોધ ચઢવાથી મેં તેને શિક્ષા કરી છે. મારા વિષથી તે પીડાતો રહેશે. ત્હારો કશો પણ વાંક ન્હોતો છતાં એ દુષ્ટે તને હેરાન કર્યો માટે મેં તને ડંસ ભરીને તેને હેરાન કર્યો, અને તારૂં રક્ષણ કરયું, હવે, તને કોઇપણ સિંહ, વાઘ વિગેરે માંસાહારી અને ઝેરી પ્રાણી કે જીવજંતુઓનો ભય નથી. બ્રહ્માદિક જો તને શાપ દેવા ધારે તો મારા વિષના આચ્છદાનથી કદી તેનો શાપ તને લાગશે નહિં, અને મ્હારા વિષથી તને જરા પણ હરકત થશે નહિં. યુદ્ધમાં ત્હારો હમેશ જય થશે. હવે, તું અહિંથી ઈક્ષ્વાકુ વંશમાં ઊત્પન્ન થયેલો ઋતુપર્ણ નામે અયોદ્ધાનો રાજાછે ત્યાં જા; અને ત્હારા હિત માટે તું પોતે તેને કહે કે, "હું બાહુક નામે સારથી છું" તે તારી પાસે અશ્વ-વિદ્યા શિખશે અને પોતે સારી રીત્યે તને અક્ષ-વિદ્યા શિખવશે. બાજી રમવામાં તું નિપુણ

થઇશ એટલે તારૂં સારૂં થશે. જો તને ત્હારા પૂર્વ રૂપની જરૂર પડે તો મને સંભારજે. આ વસ્ત્ર આપુંછું તે લે. જે વખતે તેનો ઉપયોગ કરીશ તે વખતે તુરત પ્રથમ પ્રમાણે તારૂં રૂપ થઇ જશે.”

આ પ્રમાણે નલને કર્કોટકે કહિને બે દિવ્ય વસ્ત્રો આપ્યાં અને પોતે ત્યાંજ ગુપ્ત થઈ ગયો.

પછીથી નળરાજા ચાલતો ચાલતો દશમે દિવસે ઋતુપર્ણ રાજાની નગરીમાં આવ્યો. રાજા પાસે ગયો. નલ-“હે રાજા ! હું સારથીનો ધંધો કરૂંછું, મ્હારૂં નામ બાહુક છે. હું ઘોડાઓને સારી પેઠે કેળવણી આપીને ઘણા સારા હાંકી જાણું છું. મ્હારા જેવો કુશલ સારથી (પૃથ્વી ઉપર) બિજો નથી. તેમજ જો, મ્હારી કોઈ, કોઇ કઠિણ બાબતમાં સલાહ પૂછે તો તે પણ આપુંછું. વળી તેમજ મને રસોઈ કરતાં પણ સારી આવડેછે. બિજા કોઈને પણ ખબર ન હોય એવા ઘણા હુન્નર મારી પાસે છે. મને આપને ત્યાં ચાકરી રાખશો ?”

ઋતુપર્ણ કહે છે—“ મ્હારે ત્યાં સુખેથી ચાકરીએ રહે. મ્હારે, મ્હારા ઘોડાઓ ઘણી ઝડપથી ચાલે, અને તેમના દેદાર સારા શોભે તેવા દેખાય તેમ કરવાની જરૂર છે. હું તને દશ હજાર રૂપીઆનો પગાર બાંધી આપુંછું તેમજ બાર્ષ્ણેય અને જીવલ એ બેનો તને ઉપરી ઠરાવુંછું.” રાજા બિજી તરફ જોઇને “ અરે બાર્ષ્ણેય,” “ હાજી માહારાજાધિરાજ” “ જીવલ કયાં છે બોલાવ તેને

પણ" "જો ! આ બાહુકની તમારા ઉપરી તરીકે નીમણુંક કરીછે. તેની આજ્ઞામાં તમારે રેહેવું." "જેવી મહારાજાની આજ્ઞા" એમ બોલી સર્વે પોત પોતાને સ્થળે ગયા. ને પોત પોતાનું કામ ખંતથી કરવા લાગ્યા. દરરોજ સાંજ પડે કે એ બાહુક નીચે પ્રમાણે બોલતો હતો.

> તૃષા ભૂખે પિડાઈને, હશે ક્યાં તે તપસ્વિની ?
> મંદભાગી સ્મરે ચિત્તે, કોને વાસે રહી વસી ?

જીવલ કહે છે–"હે બાહુક, તમે રોજ આમ શ્લોક બોલીને કઈ સ્ત્રી માટે શોક કરો છો? તે કોની સ્ત્રી છે? એ વાત મને કહો."

બાહુક કહે છે—"ભાઇ, તે કોઈ મૂર્ખની અતિ સુશીલ સ્ત્રી હતી. તેને માટે મેં ઉપર પ્રમાણે કહ્યું. તે મૂર્ખનો અને સ્ત્રીનો કંઇ કારણસર વિયોગ થયો ને ત્યારથી તે દુઃખો ભોગવતો પૃથ્વીમાં ભટકતો ફરે છે. તેને યાદ કરતાં તે ઘણો દુઃખી થાયછે. બે જણ, સાથે વનમાં ગયાં હતાં પણ તે મૂર્ખ પોતાની સ્ત્રીનો નિદ્રાવસ્થામાં ત્યાગ કરીને ચાલતો થયો. તરશ અને ભૂખથી પીડાતી તે તપસ્વિની ક્યાં હશે? કોને ત્યાં વાસો વસતી હશે એવા વિચારો જો તે મૂર્ખ હવે કરે તો તેમાં તે કંઈ ખોટું કરતો નથી, પણ ઉજડ વેરાનમાં એ અબળા જીવતી રહે તેજ અસંભવિત લાગે છે."

આ પ્રમાણે કહેતાં જીવલ ને સમજાવ્યો અને છાની રીતે ઋતુપર્ણ રાજાને ત્યાં રહેવા લાગ્યો.

હવે આપણે દમયંતીના શોધ માટે તેના પિતા ભીમરાજે શું શું કર્યું તે જરા જોઇએ. ભીમરાજાએ પોતાની દિકરીને આવું દુઃસહ દુઃખ પડેલું જાણીને નળ તથા દમયંતીના શોધ માટે ઘણાએક બ્રાહ્મણોને દેશે-દેશ મોકલતાં કહ્યુ કે, " જે કોઇ નલ-દમયંતીને ખોળી લાવશે તેને હજાર ગાયો તથા એક નગર જેવું અગ્રહાર -(બ્રાહ્મણોના કુટુંબ પોષણદ્વારા ઈશ્વર પ્રીત્યર્થ રાજાએ આપેલી જમીન) ગામ આપીશ. જેઓ તેમની અહિં એકલી ખબર લાવશે તેમને એકલી હજાર ગાયો આપીશ." આ સાંભળીને બધા બ્રાહ્મણો ચારે દિશાઓ તરફ ખોળવા માટે નિકળી પડયા; અને ઘણા ઘણા દેશને જોયા પણ કયાંહી નલ-દમયંતીની ખબર મળી નહિં. તેઓમાંથી સુદેવ નામનો એક બ્રાહ્મણ ચેદિ દેશના રાજનગર તરફ ગયો. ત્યાંના રાજમંદિર આગળ દમયંતીને તેણે જોઇ. તે સુનંદાની સાથે બેઠી હતી. નલના વિયોગ દુઃખથી તે સુકાઇ ગઈ હતી; અને પ્રથમ જેવું તેનું રૂપ નહોતું તોપણ તેને જોતાંની સાથે વિચાર કરતાં ઓળખી હતી.

સુદેવ-"હે દમયંતી, હું તમારા ભાઈનો મિત્ર સુદેવ બ્રાહ્મણ છું. ભીમરાજાની આજ્ઞાથી તમારા શોધ માટે હું અહિં આવ્યો છું. તમારા ઘરમાં સર્વે સારાં છે. તમારા બાળકો પણ સારી પેઠે છે. તમારે માટે તમારાં સગાંવહાલાંને ઘણું દુઃખ થયું છે. તમારી શોધ માટે પૃથિવી ઉપર ઘણાં માણસો ફરે છે."

દમયંતી-(જરા વાર સુધી મનમાં વિચાર કરીને) એક પછી એમ સર્વેના સમાચાર પૂછેછે. એટલામાંજ તેને પોતાનું દુઃખ યાદ આવવાથી રડવા લાગી. દમયંતીને રડતી જોઇ સુનંદા પોતાની મા પાસે ગઈ ને કહેવા લાગી કે, "બા, એક બ્રાહ્મણ આવ્યો છે તેને જોઇને સૈરંધ્રી ઘણું રડેછે. જો જોવું હોય તો ચાલો"

ચેદિરાજ માતા—(સુદેવને પૂછેછે) "આ કોની સ્ત્રી છે? આનો બાપ કોણ? તે પોતાના સગાં વ્હાલાં અને ધણી પાસેથી અટલે દૂર કેમ આવી? અને તને આની ખબર શી રીત્યે મળી તે સર્વે કહે."

સુદેવ—"વિદર્ભ દેશના ધર્માત્મા રાજા ભીમનાં આ પુત્રી છે. એમનું નામ દમયંતી છે. નિશધ દેશના નળ રાજાની સ્ત્રી છે. નળરાજાના ભાઇએ અક્ષ વિદ્યા રમતાં જીતીને રાજ્ય લઇ લીધુંછે. તેથી દમયંતી સહિત વનમાં જતા રહ્યા છે. કઇ તરફ ગયાછે તેની ખબર કોઈને પડી નથી. અમે તેમની શોધ કરવા પૃથ્વી ઉપર ફરિયે છિયે. ફરતે ફરતે દમયંતીને આજે તમારે ત્યાં જોયાં."

આ સાંભળીને સુનંદા તથા રાજમાતા રડી પડયાં થોડીવારે રડતાં બંધ રહિ ઊંડો નિસાસો મુકયો.

રાજ માતા—" બ્હેન, તું મ્હારી ભાણેજ છે. હું ત્હારી માસી થાઉં. હું તથા ત્હારી મા બે સગી બ્હેનો અને દશાર્ણ દેશના મહાત્મા સુદામ રાજાની પુત્રી છિયે. ભીમરાજાને તારી માં દિધિ અને મને વિરબાહુ

રાજા સાથે દિધી. હું જ્યારે પિયેરમાં હતી ત્યારે તારી માએ તારો જન્મ ત્યાં આપ્યો હતો. તે વેળા તને મેં જોઇતી. જેવું ત્હારા પિતાનું ઘર છે તેવુંજ આ ઘર સમજજે. તું છુપે નામે મારે ત્યાં રહિ તેથી કદાચ ભૂલે ચૂકે જો કંઇ અમારાથી અઘટિત વર્ત્તન થયું હોય તો તે મનમાં લાવીશ નહિ."

દમયંતી—"હું કોણછું તે તમારા જાણવામાં ન્હોતું છતાં હું ઘણા સુખમાં હતી. મને તમોએ સારી રીત્યે પાળી છે. અહિં રહેવાથી હું સુખી થઈ છું, અને આગળ વધારે સુખને પામીશ એમાં સંશય નથી. હું અહિં ઘણા દિવસ રહિ છું માટે મને હવે આજ્ઞા આપો કે જાઉં. મારાં બાળકો ત્યાં છે. માબાપ કોણ છેતેની તેમને ચાહ નહિં હોય. જો તમે મ્હારૂ હિત ઇચ્છતાં હો તો મને અહિંથી જલદીથી વિદર્ભ દેશે વિદાય કરો." આ સાંભળીને રાજમાતાએ હુકમ કરીને યોગ્યતા પ્રમાણે સઘળી સોઇ સાથે દમયંતીને વિદર્ભ દેશ—કુંડિનપુરમાં રાજમાતાએ ત્યાં પોતાની બ્હેન અને બનેવી તથા સર્વે આપ્ત વર્ગને કુશળક્ષેમ પૂછજે એમ કહિ પ્હોંચતી કરી. દમયંતી થોડા દિવસમાં પિતાને ઘેર આવી. તેને જોતાં સર્વેને આનંદ થયો. તેમજ માબાપ વિગેરે સગાં તથા પોતાના બાળકો જોઇને બહારથી આનંદ બતાવ્યો. ભીમ રાજાએ સુદેવને કહ્યા પ્રમાણે એક હજાર ગાયો ધન અને એક ગામ અગ્રહાર આપ્યું. એક બે દિવસ પણ વિશ્રાંતી

લેવા જેના મનમાં ધીરજ નથી એવી દમયંતી પોતાની માને કહેવા લાગી કે, "નળ રાજા કયાં છે તેનો પત્તો મેળવવાનો પ્રયત્ન કરો તો ઠીક" દિકરીનું આટલું બોલવું સાંભળીને માની આંખ્યમાંથી બોરબોર જેવડાં આંસુ પડવાં લાગ્યાં. દમયંતી પણ રડવા લાગી. પછી દમયંતીની માએ ભીમ રાજા પાસે જઇને નળની શોધ કરાવવા માટે કહ્યું. એટલે બિજા બ્રાહ્મણોને બોલાવીને નળની શોધસારૂ મોકલ્યા. શોધને માટે જતાં જતાં સર્વે બ્રાહ્મણો દમયંતીને મળવા માટે આવ્યા; તેમને "જ્યાં જ્યાં નળ રાજાના શોધ માટે જાઓ ત્યાં ત્યાં આવું બોલજો"એવું દમયંતીએ કહિને કહ્યું કે,

કાપીને વસ્ત્રને અર્ધું, વને સૂતી મુકી મને;
વ્હાલી તે અબલાને કયાં, મુકી સ્વામિ ! ગયા તમે ? ૧
મુકી જેવી ગયા તેવી, વાટને બહુ જોઇને;
બહુ શોકે બળી બાલા, અરધું વસ્ત્ર ઓઢિને. ૨
રાત–દા'ડો બહુ રોતી, સ્વામિ ચિંતા ધરી મને.
કૃપાને કરિને વીર ! પ્રત્યુત્તર વદો તમે. ૩
(કહે જો આ કૃપા કાજે, જે બીજું કહું છુ હું તે)
વાયુ વાવા વડે અગ્ની, વનને જ્યમ બાળિ દે;
તેમ મારા જતાં દા'ડા, મનને તન બાળિ દે. ૪
પતીએ પ્રિય પત્નીનું, પત્નીએ પતિનું સદા;
રક્ષવું પોશવું તે બે, એ ધર્મજ્ઞ મને ન કાં ? ૫
કુલવાન્ પ્રજ્ઞ પ્રખ્યાત, દયા નિધિ તમે બહુ;
તેમ ઊણો કર્યો કાં છે, શું મ્હારૂં ભાગ્ય સૌ ગયું ? ૬

યાદ લાવો કહેલો જે, ધર્મને મુજ દીનથી;
"દીન રણશુ સૃષ્ટિમાં, શ્રેષ્ટ કામ બિજું નથી." ૭

આ પ્રમાણે બોલજો. અથવા આ શિવાય મને હિત રૂપ તમને ઠીક લાગે તે પણ બોલવા માટે તમને છૂટ છે. આ સાંભળીને જે માણસ તમને પ્રત્યુત્તર આપે, તે કોણ, કયાં રહે છે તેની ખબર અંતર પુરેપૂરી લાવજો. ઉપર પ્રમાણે મેં, તમને શિખવીને મોકલ્યા છે એ જવાબ આપનારની જાણમાં આવવા ન દેતાં જલદીથી મારી પાસે આવજો. તમને જે માણસ ઉત્તર આપે તે શ્રીમંત હોય કે ગરીબ હોય તોપણ તે શું કરે છે, ને કયાં છે તે તમે મને જલદીથી કહેવા આવજો. ઉપર પ્રમાણે બ્રાહ્મણો બોલતા બોલતા ઘણે ઠેકાણે ફર્યા પણ ક્હિંએ નળ રાજાની ખબર મળી નહિં.

---

## પ્રકરણ ૬ ઠું.

અયોધ્યામાં નળની મળેલી ભાળ,–દમયંતીના શ્લોકનો આપેલો જવાબ,–ફરીથી દમયંતી સ્વયંવર કરનાર છે એવું સુદેવ સાથે ઋતુપર્ણ રાજાને કહાવી મોકલવું,–બાહુક તથા બીજા સારથી સાથે રાજાનું કુંડિનપુરમાં આવવું,–ત્યાં દમયંતીથી નળ રાજાની થયેલી પરીક્ષા,–છેવટ નળનું ઓળખાવું,–અને બાજી રમી પુષ્કરને જીતી નળનું ફરીથી ગાદી ઉપર બેસવું.

છેવટ ઘણા દિવસ સુધી શોધ ચલાવતાં પર્ણાદ નામનો એક બ્રાહ્મણ દમયંતીપાસે કુંડિનપુરમાં આવ્યો.

પર્ણાદ–"દમયંતી, નળરાજાને ખોળતો હું અયોધ્યા નગરીમાં ઋતુપર્ણ રાજાને ત્યાં ગયો. ત્યાં તમારા ક્હેવા પ્રમાણે, સભામાં બધે ફરીને બોલ્યો; પણ કોઇએ ઉત્તર આપ્યો ન્હિં. અને છેવટે રાજાની આજ્ઞા લઇને નિકળ્યો એટલે રાજાનો બાહુક નામનો સારથી મને એકતરફ બોલાવવા લાગ્યો. તે તો તદ્દન કુરૂપ છે. પણ ઘોડાને કેળવવામાં વધારે હોંશિઆર છે ને રસોઈ ઘણીજ સારી કરી જાણે છે. આવું તપાસ કરતાં માલુમ પડ્યું છે. પછી તે સુખરૂપ સમાચાર પૂછીને ચોધારે આંસુથી રડવા લાગ્યો; અને નિસાસો નાંખીને આ પ્રમાણે બોલ્યો:—

આત્મ રક્ષા કરે પોતે, સંકટે કુલવાન્ વધુ;
સ્વધર્મો સત્યથી પાળી, જિતે સ્વર્ગ–સુખો સહુ.
તજે સ્વામિ કદાપિ તો, ન કોપે નારિ તે જરી;
પ્રાણને કવચે સારે, સ્રી તે સંરક્ષશે રૂડી.
લુંડે હાલેથિ જે મૂઢ, પરિભ્રષ્ટ સુખે કરી;
પરિત્યાગ કર્યો માટે, કોપે ના નારિ તે જરી.
પ્રાણ પોષણ હેતૂમાં, વસ્ત્ર જેનું હર્યું ખગે;
રાજ્ય ભ્રષ્ટ શ્રિથી હીણો, વ્યસને આધિથી બળે.
સત્કારે કે અસત્કારે, પતિ પાસે હો કે નહો;
આવાં દુઃખ વિશે ડુબ્યે, શ્યામા ક્રોધ કરે ન જો!

આ પ્રમાણેનું તેનું બોલવુ એકાંતમાં સાંભળીહું ત્યાંથી પાધરો નિકળીને આવ્યો છું. માટે તમારે જેમ કરવું ઠીક લાગે તેમ કરો ને હવે મને રજા આપો"

દમયંતીને પોતાના શ્લોકનો ખરો પ્રત્યુત્તર મળ્યો

હોવાથી તેને સહજાનંદ થયો. તે ત્યાંથી તુરત પોતાની મા પાસે ગઇ અને તેને પર્ણાદ બ્રાહ્મણનું કહેલું સર્વે કહ્યું.

દમયંતીઃ—"માજી ! તમે એ સઘળું પિતાજીને કહેશો નહિં. જેવી રીત્યે સુદેવ મને અહિં તેડી લાવ્યો તેવીજ રીત્યે પુણ્ય શ્લોક નળરાજાને અહિં તેડી લાવવાનો ઉપાય કહિ, સુદેવને પાછો ત્યાં હું મોકલું છું" પછી પર્ણાદને ઘણું દ્રવ્ય આપી વિદાય કરતાં "તમોએ મારા પર મોટી કૃપા કરી છે. યથાશકિત જે કંઈ મેં તમને આપ્યું છે તેથી સંતોષ માનજો." એમ કહિને દમયંતી પોતાના કાર્યમાં વળગી. પર્ણાદે આશીર્વાદ દિધો. અને ઘેર ગયો.

દમયંતી—(ચાકરને) "અરે કોઇ છે કે ?"

ચાકર—"હાંજી" એમ કહિને બે ત્રણ દોડી આવ્યા ને "શી આજ્ઞા છે ?" કહિ પૂછવા માંડયું.

દમયંતી—"જાઓ તમારામાંથી જેણે સુદેવનું ઘર જોયું હોય તે જઇને સુદેવને બોલાવી-લાવો." એટલામાં જલદીથી સુદેવને બોલાવી લાવ્યા.

ચાકર—"સુદેવ પધાર્યા છે."

દમયંતી—(સુદેવ દમયંતીને જોઈ આશિર્વાદ દે છે ને પછી દમયંતી સુદેવને આસન આપી બેસાડીને) "તમે જલદીથી તૈયારી કરીને અયોધ્યામાં ઋતુપર્ણ રાજાને ત્યાં જાઓ અને કહો કે, "દમયંતી ફરીથી સ્વયંવર કરેછે. ત્યાં ઘણા રાજાઓ આવ્યા છે(અહિં દમયંતી ખુલાસો કરે છે

કે અયોધ્યામાં પહોંચ્યાપછી કહેજો કે)કાલે સવારમાંજ સ્વ-યંવર છે. તમારાથી જવાય તો જજો. નળરાજાની કશી ખબર અંતર નથી. માટે કાલ સવારમાં સૂર્યોદય સુધી વાટ જોઈને પતિથી વરનાર છે."

સુદેવ-"ઘણું સારૂં" એમ કહિને અયોધ્યા નગરી તરફ જલદીથી ચાલતો થયો.

અયોધ્યામાં આવીને ઋતુપર્ણ રાજાને સર્વે હકીકત કહિ. સુદેવનું સર્વે સાંભળીને ઋતુપર્ણ કહે છે—"હે બાહુક! કાલે દમયંતીનો સ્વયંવર છે ને મારે તાબડતોબ કાલ સૂર્યોદય સુધીમાં વિદર્ભ દેશમાં જવું છે. તું અશ્વ-વિદ્યામાં કુશળ છે. તેથી જો તારા મનમાં હિમ્મત હોય કે એક દિવસમાં ત્યાં આપણે પ્હોંચીશું તો ચાલ તૈયાર થા." આ સાંભળતાંની સાથે નળરાજાનું હૈયું હાથ રહ્યું નહિં.

બાહુક—(મનમાં) "શું દમયંતી આવું કદીપણ બોલે? ઘણા દુઃખથી પીડાને પામી તેથી વખતે એમ કરવા ધાર્યું પણ હોય. સ્ત્રીની બુદ્ધિ ઘણી ચંચલ હોય છે. ઘણા દિવસના વિયોગથી કદાચ આમપણ થયું હોય. એ પતિવ્રતાને મેં ઘણું દુઃખ દિધું. હું મોટો અપરાધી છું. ગમે તેમ હોય, પણ મને આ વાત સાચી હોય એમ લાગતું નથી. પેલો એક બ્રાહ્મણ આવ્યો હતો અને તેનો શ્લોક સાંભળીને મેં તેનો જવાબ આપ્યો હતો તેણેતોકદાચ તેને મોકલ્યો નહિં હોય? અને જવાબ દેનાર હું

નળ છું એમ જાણીને મને લાવવા માટે આ યુકિત તો નહિ કરી હોય ? હશે, જે હોય તે ખરૂં. જે હશે તે પ્રત્યક્ષ જોવાનો લાગ છે માટે જાતે જઇને જોઉં તો ખરો કે શી હકીકત છે આમ કરવાથી રાજાને મારી શકિતની પરિક્ષાનો લાગ મળશે અને પોતાનું કામ થશે તથા ખરી હકીકત મારા જાણવામાં આવશે. આવો મનસુબો તેણે મન સાથે કર્યો.

બાહુક કહે છે--"હે રાજા, હું ખાત્રીથી કહું છું કે હું આપને ક એદિવસમાં કુંડિનપુરમાં પ્હોંચાડીશ."

રાજા ઋતુપર્ણ કહે છે---"ત્યારે જા, જલદીથી જઇને સારાં ઘોડા જોઇને રથને તૈયાર કરય." "જેવી આજ્ઞા"એમ કહિને બાહુક ઘોડાળમાં ગયો અને સારી રીત્યે પરીક્ષા કરીને સિંધુ દેશના વાયરાની પેઠે દોડનારા ઘોડા પસંદ કરીને લાવ્યો. એ ઘોડા શરીરે પાતળા અને દેખાવમાં મડદાલ જેવા જણાતા હતા પણ તે સારા પાણીદાર હતા. એ ઘોડાને રાજાએ જોયા.

ઋતુપર્ણ રાજા કહેછે—"હે બાહુક, શું તેં મ્હારી ફજેતી કરવા ધારીછે? આ ઘોડા શુ દળદર ફેડશે? શું આ અશકત ઘોડા એક દિવસમાં એટલે વેગળે જઈ શકશે?"

બાહુક કહેછે—" એક દિવસમાંજ આ ઘોડા આપણને લઈ જશે. ઘોડાને પરીક્ષા કરવા માટે જે જે લક્ષણો તેનામાં જોઈએ તે સર્વે આ ઘોડામાં છે. જો આપને આ ઘોડા જોડવા ન દેવા હોય તો આપ કહો તે બીજા જોડું;" રાજા—" તારી મરજી તું અશ્વ વિદ્યામાં કુશળ છે અને તેં

જે ખાત્રીથી પસંદ કર્યોછે તેજ ઠીકછે. આ તો બાહારના દેખાવથી મને ઠીક ન લાગ્યા માટે મ્હેં તને આટલુંકહ્યું."

રથને ચાર ઘોડા જોડી રાજાને રથમાં બેસાડી હાંકવા માંડયા કે, ઘોડાએ જમીન પર બેસી જવાના ચાળા કર્યા. એટલે તેમને હળવેથી શાંત કરી એક તરફ બાષ્ણેયને બેસાડી પોતે બીજી તરફ બેસીને લગામ હાથમાં લીધી. બાહુકે જ્યાં ચાબુકથી ઈસારો કર્યો કે પવનની પેઠે ઘોડા ઉડતા ચાલ્યા—આવો ઘોડા ચાલવાનો વેગ જોઇ રાજા ઘણો ખુશી થયો અને મનમાં કહેવા લાગ્યો કે આતો ઇંદ્રનો સારથી માતલિ તો ન્હોય? કારણ કે, આ તેના જેવોજ હોંશિયાર છે શું આ શાલિહોત્ર કે જે અશ્વશાસ્ત્રનો કર્ત્તા છે તેનો તો અવતાર નથી અથવા આ નળરાજા તો નથી? કારણ કે, નળરાજા જેવું આને હાકતાં આવડે છે. આ, વયમાં તો નળરાજા જેવડોજ જણાય છે. ગમે તેમ હોય પણ આ કોઇ વિદ્વાન્ છે એમાં તો કશો શક નથી. કેટલાક મહાત્મા, દૈવ પ્રતિકૂલ ન હોય તો ગુપ્ત રીત્યે શાસ્ત્ર પ્રમાણે આચરણ રાખીને પૃથ્વીમાં ફરે છે. આ જાતે કુરૂપ છે તેથી મને શંકા રહે છે. પણ વય, ગુણ વિગેરે જોતાં નળરાજા જેવો જણાય છે.

રથનો વેગ એવો તો મોટો હતો કે, જાણે તે પક્ષીની પેઠે ઉડતો ન હોય. એવામાં રથમાંથી રાજાનું એક વસ્ત્ર નીચે પડી ગયું તે લાવવા રાજાએ રથ ઉભો રાખી બાર્ષ્ણેયને હુકમ કર્યો.

બાહુક કહે છે—"હે રાજા ! એ વસ્ત્ર હવે લાવી શકાય એમ નથી. કારણ કે, એ તો અહિંથી ચાર કોશ વેગળું પડયું છે." એમ કહિને રથને ઘણી ઝડપથી આગળ ચાલતો કર્યો. રાજાને આ વાત ઘણી નવાઈ જેવી લાગી. અને વધારે ખુશી થયો. આગળ જતાં એક બીલીનું ઝાડ આવ્યું. તેને જોઈ રાજા બોલ્યો કે, "હે બાહુક, હું કોઈ પણ પદાર્થના ગણિતને કરવાનું કૌશલ્ય તને બતાવુંછું તે જો. આ ઝાડની નીચે જેટલા પાનડાં તથા ફળ પડયાં છે તે સર્વે કરતાં ઝાડ ઉપર એકસોએક ફળ વધારે છે. કુલ્ પાના, ફળથી બમણાં છે. આ બે ડાળાં ઉપર પાંચ કોટી પાના છે, અને તેનાપર બેહજાર પંચાણું ફળ છે. જો, ત્હારે ખાતરી કરવી હોય તો કરય્."

બાહુકે કહ્યું કે, "હે રાજા, તમે કહો છો તે, મને તો ખરૂં લાગતું નથી, પણ એ ઝાડને મુળમાંથી ઉખાડી તમારા દેખતાંજ ગણી જોઉં." એમ કહિને રથને ઉભો રાખ્યો. રાજાના મનમાં વિચાર આવતાં ચિંતા થઇ કે વાર થઇ જશે ને મારાથી વખતસર પોંચાશે નહિં તેથી ઉતાવળ કરવા માંડી પણ હજુ ફળ ગણવાં બાકી હતાં તેથી "તે ગણીશ ત્યાર પછી હું રથ હાંકીશ અને તે કરતાં વધારે ઉતાવળ હોય તો આ બાર્ષ્ણેય છે તેની પાસે રથ હંકાવી ચાલતા થાઓ." એવું બાહુક બોલ્યો.

રાજા—"ત્યારે ગણી લે જલદીથી"

બાહુક—"રાજા આપનું ગણિત સામર્થ્યે ઘણું આ-

શ્ચર્યકારક છે. જો તમે મને આ વિદ્યા શિખવો તો સારૂં."

રાજા:—"ગણિત તથા અક્ષવિદ્યા મને સારી રીત્યે આવડે છે." પાછી ઉતાવળ કરીને કહ્યું કે "ચલાવ રથ."

બાહુક:—"જો તમે એ વિદ્યા મને શિખવશો તો હું તમને અશ્વવિદ્યા શિખવીશ."

જલદીથી જવાની ઉતાવળ અને અશ્વવિદ્યા શિખવવાના લોભથી રાજાએ તેમ કરવું કબૂલ કર્યું.

રાજા કહેછે—"હું તને અક્ષવિદ્યા આપું છું તે લે અને હમણાં તો અશ્વવિદ્યા તારી પાસે રહેવા દે." એમ કહિને રાજાએ અક્ષવિદ્યા નળને શિખવી.

નળને અક્ષવિદ્યા પૂરેપૂરી આવડી એટલે શરીરમાંથી કળી બહાર પડયો. તે દમયંતીના શાપથી અને કર્કોટકના વિષથી પીડાતો હોવાથી મોઢેથી વિષ ઓકવા લાગ્યો. કળિ દ્રષ્ટિએ પડયો કે તેને નળ રાજા શાપ દેવા લાગ્યો.

કળિ કહેછે—"હે રાજા, કોપ સમાવી દ્યો. દમયંતીને મુકીને તમે ગયા ત્યારે તેણે મને શાપ દીધોછે. તેથી હું તમારા શરીરમાં રહ્યો હતો.અને કર્કોટકના વિષથી પીડાતો હતો. જો તમે મને શાપ નહિ દો તો, તમારી કીર્ત્તિ જે કોઇ ગાશે તેને મારાથી કોઇ પણ જાતની પીડાથશેનહિં." આટલું સાંભળીને નળે શાપ ન દેતાં કોપ સમાવી દિધો.

કલિ નળની બીકથી એ બીલીના ઝાડમાં ભરાઇ ગયો. તે વખતે દુષ્ટ કલિના યોગે એ ઝાડ ઠિંગણું થઇ ગયું. શરીરમાંથી કલિ જવાથી નળને ઘણો આનંદ થયો. જ્યારે

રથ ચાલતો થયો ત્યારે કલિ ઝાડમાંથી નિકળીને પોતાને મુકામે ગયો. નળરાજાએ ગણિતથી મોહિત થઇને એ ફળ તથા પાંદડાં ફરી એકવાર ગણી જોયાં. નળરાજા સર્વ પીડાથી મુક્ત થયો. ફક્ત શરીરપર કુરૂપ રહ્યું. નળે રથને પૂરજોસમાં ચલાવ્યો; અને સાંજે કુંડિનપુર બહાર સર્વે આવી પ્હોંચ્યા. ઋતુપર્ણ રાજાનો રથ નગર બહાર આવેલો છે એવા સમાચાર ભીમરાજાને મળ્યા–પોતાના સેવકો અને દિવાન વિગેરે અધિકારીઓને રાજાની સામા તેડવા મોકલીને રાજાને નગરમાં લાવ્યા. રથનો વેગ સાંભળી દમયંતીને નળ આમાં નક્કી હોવો જોઈએ એવો વિશ્વાસ બેઠો.

દમયંતી–(મનમાં) "જો, આજ નળરાજાનું મુખકમલ મ્હારા જોવામાં નહિં આવે તો હું જરૂર પ્રાણત્યાગ કરીશ મેં કદીએ ખોટી પ્રતિજ્ઞા કરી છે એવું મને યાદ નથી, નળનું કદીએ અપ્રિય કરેલું નથી પણ તેમનું સામર્થ્ય, ક્ષમા, દાતૃત્વ, એક પત્નીવ્રત એ ગુણો યાદ કરીને રાત દહાડો તેમનુંજ ચિંતવન કરૂં છું. તેમના વિયોગથી મારૂ અંતઃકરણ ફાટી જાય છે." આવો શોક કરતી નળને નજરો નજર જોવાની ઈચ્છાથી અગાશી ઉપર ગઈ અને રથમાં બાહુક સહિત ઋતુપર્ણ રાજા અને બાર્ષ્ણેયને જોયા. રાજમંદિર આગળ રથ આવ્યો એટલે બાહુકે રથને ઉભો રાખ્યો; ઋતુપર્ણ રાજાને તેડવા ભીમરાજા સામો આવ્યો. એ બન્ને મ્હોં મલકાવી એક બિજાના

કુશળ પૂછતા રાજમેહેલમાં ગયા. ભીમરાજાએ ઋતુપર્ણ રાજાનો સારો આદર સત્કાર કર્યો.

કુંડિનપુરમાં વેળાસર આવી પ્હોંચ્યા છતાં સ્વયંવરની કંઇપણ તૈયારીઓ રાજાએ જોઇ નહિં. તેથી વિચારમાંપડયો. તેમજ ભીમરાજાને પણ સ્વયંવરની કશી ખબર ન્હોતી. એટલામાંજ ઋતુપર્ણ રાજાને, ભીમરાજા પૂછે છે કે,"આપનું આ તરફ પધારવું શાથી થયું?"

ઋતુપર્ણ રાજા—(મનમાં વિચાર કરીને) " એ તો અમસ્તો આપને મળવા માટે આવ્યોછું" ભીમરાજાએ મનમાં આટલે વેગળે આ રાજા અમસ્તો આવે નહિં. હશે, પ્રસંગ આવશે તો પૂછી જોઇશું એવો વિચાર કરીને રાજાને જલદીથી ઘેર ન જવા દેતાં ઘણા આગ્રહથી પોતાના પરોણા તરીકે થોડા દિવસ રહેવા કહિને રાજાને રાખ્યો. અને તેની ત્હેનાતમાં પોતાના ઘણા માણસો આપ્યા.

બાર્ષ્ણેય સહિત ઋતુપર્ણ રાજા રાજમેહેલમાં ગયા એટલે બાહુક સારથી રથ અને ઘોડાઓને લઈ રાજાની ઘોડાળમાં રથ તથા ઘોડાને બાંધવા ગયો. ઘોડાની સારી ચાકરી કરીને, રથની સામેની બાજુ ઉપર પોતે બેઠો. રાજા અને બીજા સારથીઓને જોઇને દમયંતી વિચારમાં પડી હતી કે, નળરાજા જેવો રથનો વેગ હતો છતાં નળરાજા કંઇ પણ માલુમ પડયા નહિં. શું બાર્ષ્ણેયતો નળ જેવી વિદ્યા તો જાણતો નથી! આવો મનમાં વિચાર

કરતી નળરાજાની તપાસ કરવા કેશિની નામની દાસીને બોલાવીને કહ્યું કે "હે દાસી, પેલો જે રથ ઉપર કુરૂપ માણસ બેઠો છે તે કોણ છે, અને કઈ નાત જાતનો છે તેની તપાસ કરી આવ. તેની પાસે જઈને યુક્તિથી મીઠું બોલી સઘળી હકીકત પૂછી આવ. કારણ કે, આ નળરાજા હશે એમ મારૂં મન ક્‌હેછે. જો ત્યાં કંઇ વાતચીત વધારે થાય તો પ્રથમ પર્ણાદ બ્રાહ્મણને નળરાજાના શોધ માટે મેં જે શ્લોક શિખવી મોકલ્યો હતો તે તું શિખી છે માટે તે ત્યાં બોલજે."

આ પ્રમાણે દાસીને કહિને દમયંતી અગાશી ઉપર દાસીની હિલચાલ જોતી બેઠી.

કેશિની દાસી પૂછેછે—"કેમ છે ભાઈ, તમે ખુશી આનંદમાં તો છો? રાજા સાથે તમે આવ્યા હશો. તમે અહિં કેમ આવ્યાછો તે ક્‌હો દમયંતીએ પુછાવ્યું છે."

બાહુક ક્‌હેછે–"દમયંતી સવારમાં સ્વયંવર કરનાર છે એવું એક બ્રાહ્મણે ઋતુપર્ણ રાજાને ક્‌હેવાથી એક દિવસમાં સો યોજન ચાલે તેવા ઘોડા રથને જોડીને હું તેમને લઈને આવ્યોછું, હું તેમનો સારથી છું."

કેશિની દાસી પૂછેછે–"તમારી જોડે પેલો ત્રીજો માણસ હતો તે કોણ અને ક્યાંનો છે? તમે કોણ અને ક્યાંનાછો? તેમજ તમે આ સારથીપણું શાથી મેળવી શક્યા એ સર્વે ક્‌હો."

બાહુક–"નળરાજાનો બાર્ષ્ણેય નામનો એ ત્રીજો માણ-

સ પ્રથમ સારથી હતો તે એ છે.મને પણ ઋતુપર્ણ રાજાએ રસોઇ કરવા અને સારથીનું કામ કરવા રાખેલછે."

કેશિની દાસી કહેછે—"નળરાજા કયાં ગયાછે તેની તમને કંઇ ખબર છે? અથવા બાર્ષ્ણેયે તમારી જોડે નળ સંબંધી કંઇ વાતચીત કરી હતી?"

બાહુક—"નલ રાજાના બાલકોને તે અહિં પ્હોંચાડીને ગયો છે પણ તેને નલરાજાની કંઈ પણ ખબર નથી તે વેષ બદલીને છાની રીત્યે પૃથિવી ઉપર ફરેછે. તેમજ જીવ જેવી જે છે તે એકજ જાણેછે. તે શિવાય તેના બિજા કોઇને ખબર નથી."

કેશિની દાસી—"અયોધ્યામાં એક બ્રાહ્મણ સ્ત્રીના જે શ્લોકો બોલ્યો અને તેનો તમોએ જે જવાબ આપ્યો તે તમે ફરી એક વખત બોલો તો ઠીક. કારણ કે, દમયંતી તે શ્લોક સાંભળવા ઇચ્છેછે."

કેશિનીનું આ છેલ્લું બોલવું સાંભળીને નળરાજાને પોતાનું સર્વે દુ:ખ સાંભરી આવ્યાથી આંખ્યોમાં પાણી ભરાઈ આવ્યું. અને આપેલા જવાબના શ્લોકો જેમ તેમ કરીને બોલ્યો તથા ચોધારે આંસુએ રડવા લાગ્યો. દમયંતીને કેશિની દાસીએ આ સઘળી વાત કહિ.

દાસીનું સઘળું સાંભળી લઈને ફરીથી પાછું, "આજ નળરાજા હોવો જોઈએ" એમ ધારીને કહ્યું કે, "તું ત્યાં પાછી જા અને ઝીણી રીત્યે તપાસ કર. કંઇ પણ બોલ્યા શિવાય ધ્યાન દઈને જોજે કે તે શું શું કરેછે. રસોઈ

કરવા માટે તેને પાણી અથવા દેવતા લેવાનો આગ્રહ કરીશ નહિં. આમ કરતાં મનુષ્ય અથવા દેવની રીત્ય ભાત તારા જોવામાં જે આવે તે મને આવીને કહિજજે." તે પ્રમાણે દાસી પાછી ત્યાં ગઇ.

ભીમરાજા માટે રસોઇ કરવા નાના તરેહની સામગ્રી તેને આપવામાં આવી હતી. પાણી માટે કેટલાંક કોરાં વાસણો ત્યાં મુકેલાં હતાં. હજી રસોઈ કરવાની વાર હતી. પાણી ભરવાનો હુકમ થઇ ગયો હતો એટલામાં એ બાહુકે, એ ઠાલાં વાણો તરફ જોયું કે તુરત પાણીથી તે સર્વે ભરાઇ ગયાં. ચુલા :પાસે જઇને જરા બોઇયાંનો કલ્લો લઈ અગ્નિનુ સ્મરણ કર્યું કે તુરત તે સળગી ઉઠયાં અને તેને ચુલામાં મુકી દેવતા પાડયો. પાસેના ફુલ લઇને હાથે મસળી નાંખ્યાં તેથી તે ઠેકાણે ઘણી સારી સુંગધી પ્રસરી. આ જોઇ કેશિની દાસી ત્યાંથી નિ-કળી ને દમયંતી પાસે જોયેલી હકીકત કહિં. કેશિનીનું કહ્યું સાંભળતાં દમયંતીને ખાતરી થવા લાગી કે એજ નલરાજા હશે. વળી પાછી બિજી પરીક્ષા કરવા કહ્યું કે "તું ફરીથી જા, ત્યાં જઈને તે જે રસોઈ કરેછે તેમાંથી ચુલા ઉપર ચઢાવીને તૈયાર કરેલી કોઇ પણ ચીજમાંથી તે જાણે નહિં તેમ થોડી યુક્તિથી લાવે તો ઠીક." દાસી ઘણી હુશીઆર તેમજ કહ્યાગરી હતી તે તુરતજ કહેવા પ્રમાણે ગઇ અને બાહુક–નળરાજા ન જાણે તેવી રીત્યે દમયંતીનું કહેલું તેની પાસે લાવીને આપ્યું. દમયંતીએ

તેની પરીક્ષા કરી જોયું. નલરાજાની રસોઇ કેવી સ્વાદ થાયછે તેનો અનુભવ તેને સારો હોવાથી તેની ખાત્રી થઈ કે, "ખરેખર આ તો નળરાજા છે." પોતાનું દુઃખ યાદ આવવાથી તે રડવા લાગી. થોડીવાર પછી ઇંદ્રસેન અને ઈંદ્રસેનાને બાહુક તરફ દાસી સાથે મોકલ્યાં. ઇંદ્રસેનને જોતાંની સાથે વેશધારી નળરાજા ઓચિંતાથી પકડીને છાતી સરસો ચાંપી ખોળા ઉપર બેસાડી બોર બોર જેવાં આંસુથી રડવા લાગ્યો.

બાળકો ઉપરનો મા-બાપનો પ્રેમ કેવો હોય છે તે ઘણા થોડા માણસો જાણતા હશે. બાળકો, એ શું છે? તેમનું કાલુઘેલુ કોમળ બોલવું કયા કઠિન -હૃદયના માણસને પણ વ્હાલુ નહિ લાગતું હોય? સાહિત્યકારોએ વાત્સલ્ય રસ જુદોજ કલ્પ્યો છે. એજ તેની ખુબિ કહિ આપેછે કે, બાલકો પ્રતિ પ્રેમ કેટલો ઉચ્ચ પદવી ભોગવે છે. જે વખતે માબાપથી આ બાળકો છૂટાં પડયાં તે વખતે અને આ વખતે મનોવૃત્તિ કેવી થઈ હશે તે ઐતિહાસિક સત્યવર્ત્તાને લખનાર પણ વર્ણવવા અશકત છે. એટલે એ બાબત જેના જેના મનમાં જે જે અવર્ણનીય લાગણીઓ થતી હશે તે પોતેજ તેનો પ્રભાવ જાણી શકશે. બિજાથી તો તેની મહત્તાનું યથાસ્થિત વર્ણન થઇ શકે તેમ નથી.

આ સર્વ લાગણીને છુપાવતાં કેશિનીને, દિલગીરીમાં ગરક થઇ બાહુક કહેછે કે, "આ બાલક જેવોજ

મારે બાલક હોવાથી અને તે અત્યારે મને યાદ આવવાથી મને રડવું આવ્યું છે. વિનાકારણે પરદેશી પાસે તું અહિં ઘડિ ઘડિ આવે છે માટે હવેથી આવીશ નહિં કારણકે, લોકો પાછળ વાતો કરશે.''

આ વાત કેશિની દાસીએ દમયંતીને કહિ અને સર્વે રીત્યે તેની ''એજ નળરાજા છે'' એવી ખાત્રી થવાથી દમયંતીએ દાસી સાથે આ સઘળી હકીકત પોતાની માને કહાવી, અને કહ્યું કે, મેં સર્વ રીત્યે પરીક્ષા કરી જોઇ, પણ ફક્ત રૂપ માટે મને શંકા રહે છે, તેથી જો આજ્ઞાં આપો તો હું તેની પાસે જાઉ અથવા તેને અહિં બોલાવોં. રાણીએ રાજાની આજ્ઞા લઇ દાસીને કહ્યું કે, દમયંતી પાસે એ બાહુકને તેડી જા. દમયંતીને જોતાંની સાથે તેની આંખ્યમાંથી આંસુ, ચોધારે પડવા લાગ્યાં. આવી બાહુકની અવસ્થા જોઇને દમયંતીને પણ તેવુંજ થયું.

દમયંતી:—''હે બાહુક, સ્ત્રીને નિદ્રાવશ કરી વનમાં એકલી મુકી દઇને જતો રહે એવો કોઇ ધાર્મિક પુરૂષ તમે આજ સુધી જોયલ છે? વગર અપરાધે ઉજડ વનમાં ભુખ તરશથી પીડા પામતી તથા બહુ હિંડી હિંડીને થાકી ગયેલી વ્હાલી સ્ત્રીને એકલી મુકી જનાર પુણ્યશ્લોક નલરાજા શિવાય બિજો કોણ હશે? ઉજડ વનમાં મુકીને જવા જેવો મેં શો અપરાધ કર્યો હતો? દેવને મુકી દઇ હું નલથી વરી, હમેશાં કહ્યા પ્રમાણે કર્યું, પરણતી વખતે દેવની સમક્ષ ''આ દેહગાં જ્યાં

સુધી જીવ છે ત્યાંસુધી ત્હારૂં કહ્યું માનીને ચાલીશ" એવું બોલેલું કયાં ગયું?" આ પ્રમાણે કહેતી રડી પડી.

નલઃ—"હું રાજ્ય ભ્રષ્ટ થયો. તારો ત્યાગ કર્યો એ સર્વે કલિના પ્રતાપે થયું છે. તેમાં મારો જરાપણ વાંક નથી. રસ્તામાં તેં શાપ દિધો એટલે તે મ્હારા શિરીરમાં પેઠો. કર્કોટક નાગે ડંસીને મને કુરૂપ કરી કલિને વિષથી પીડિત કર્યો. વિષથી પીડાઈને તે હવે મ્હારા શરીરમાંથી નિકળી ગયો છે. આપણાપરનું આફતનુંવાદળું હવે વેરાઇ ગયું છે. તું દુઃખી થઇને રડીશ નહિં. આપણે હવે સુખી થઇશું. મારા તપના જોરથી કલિ પરાભવ પામ્યો છે. જેનુ અડધું વચન મોમાંથી નિકળતાંની સાથે તે પ્રમાણે કામ કરનાર પ્રિય સ્વામિને મુકી તારા જેવી કઇ સ્ત્રી..........વરશે? પોતાની મરજી પ્રમાણે ચાલનારી સ્ત્રી...................... વનાર છે એવી વાત બ્રાહ્મણો પૃથિવી ઉપર કરતા ફરેછે તે સાંભળી ઋતુપર્ણ રાજા અહિં આવેલ છે."

આ સાંભળીને દમયંતી બીકથી હાથ જોડી બોલીકે, "હે સ્વામિ, દેવને મુકીને હું આપને વરીછું. તેજ આપના ઉપર મ્હારી કેટલી પ્રીતિ છે. તે બતાવે છે. મને કોઇ પણ પ્રકારે દોષવાળી ગણશો નહિં. મેં આપની શોધ માટે દેશે દેશ ને ગામે ગામ બ્રાહ્મણો મોકલ્યા હતા. પર્ણાદ નામના વિદ્વાન્ બ્રાહ્મણે આપની ભાળ બતાવી તેને આપે મારા શ્લોકનો પ્રત્યુત્તર આપ્યો તે તેણે

મને કહ્યો. તેથી મેં આપને અત્રે બોલાવા માટે આ યુક્તિ કરીછે. એ શિવાય બિજું કંઈ પણ નથી. આપ મારા ઉપર ગુસ્સે થશો નહિં. એક દિવસમાં ૧૦૦ યોજન રથ પ્રયાણ કરે તેવો બિજો કોઇપણ પૃથ્વીમાં નથી. હું સત્ય બોલનાર છું એ આપ કયાં જાણતા નથી? જો મારાથી કંઈ પાપકર્મ થયું હોય તો વાયુનો બધે સંચાર છે તે મ્હારા પ્રાણને હરણ કરો. સૂર્ય પૃથ્વીને પ્રકાશમાં રાખે છે, તે મેં જો કંઇ પાપકર્મ કર્યું હોય તો મ્હારા નાશને કરો. ચંદ્ર સર્વ લોકનાં અંતઃકરણમાં પ્રવેશ કરે છે. તે મેં જો કંઇ પાપકર્મ કર્યું હોય તો મ્હારા આયુષ્યને હરણ કરો. આ ત્રણ દેવ ત્રણ લોકનું રક્ષણ કરે છે. તેમણે મારે માટે જે જે જાણ્યું હોય તે કહિ દેવું ને નહિં તો મારો નાશ કરવો." આમ બોલે છે એવામાં એ ત્રણ દેવો ગુપ્ત રીત્યે બોલ્યા કે, "નળરાજા, દમયંતીએ જરાપણ પાપ કરયું નથી એ સત્ય વાત છે. તેણે પોતાનુ પતિવ્રત સારી રીત્યે જાળવ્યું છે, અમે ત્રણ વર્ષથી એના આચરણ જોઇએ છિયે. સો યોજન એક દિવસમાં રથ લઈ જનાર તારા જેવો બિજો કોઇ પણ નથી એમ જાણીને તેણે આ ઉપાય કર્યો છે. તમે એક બિજાથી મળ્યાં. હવે કંઇ પણ શંકા ન રાખતા સુખમાં રહો." આ સાંભળાતાંની સાથે તેમના ઉપર એ દેવોએ પુષ્પવૃષ્ટિ કરીને હર્ષનાદ કર્યો.

આમ થયા પછી નળરાજા દમયંતીને પ્રેમથી

મળ્યો. પોતાનું કુરૂપ દૂર કરવા માટે કર્કોટક નાગે આપે-
લાં બે દિવ્ય વસ્ત્ર પ્હેર્યાં અને તેનું સ્મરણ કર્યું
એટલે પ્રથમના જેવું તેનું રૂપ થઇ ગયું ને દમયંતી પણ
આનંદને પામી. અને એ બેની આંખ્યમાંથી હર્ષના આં
સુ પડવા લાગ્યાં. નળે પોતાના બાળકો કે જે આ વ-
ખતે એક કોરે સર્વે જોતાં સ્તબ્ધ થઇ મોં સામું જોતાં
ઉભાં રહ્યાં હતાં તેમને છાતી સરસાં દબાવીને ઘણાજો-
રથી બોકીઓ કરી. કેટલીક વાર સુધી પોત પોતાને
નડેલી વાતો કરી. દમયંતીએ પછી આ સઘળી વાત
પોતાની માને કહ્િ અને તેણે રાજાને કહ્િ. સર્વને ઘણો
આનંદ થયો. ભીમરાજાએ કાલે મળવાનું કહાવ્યું. રાત્રી
જેમ સૂર્યે પ્રકાશથી નાશ પામે છે તેમ દમયંતીના દુઃખ
ની રાત્રી દૂર થઈને પોતે પ્રકાશવા લાગી. ઈંદ્ર જેમ નં-
દન વનમાં સુખ ભોગવે તેમ નળરાજાથી સુખ ભોગવ-
વા લાગી.

સવારમાં નલ-દમયંતી ભીમરાજાને મળવા ગયાં. તે-
મને જોતાં રાજાને પુત્ર પ્રાપ્તિ જેવો આનંદ થયો. નળરા-
જાએ પોતાના સસરાને નમસ્કાર કર્યો. દમયંતી પોતાના
પિતાને પગે લાગી. તેણે બેને આશિર્વાદ દિધો. નળરાજા
આવ્યા જાણી ગામના લોકો ખુશી થયા, અને ઉત્સવ કર્યો.

આ વાત ઋતુપર્ણ રાજા જાણીને આનંદ પામ્યો.
તેણે નળરાજાને બોલાવીને "હું આપનાથી અજાણપણા-
માં કદાચ અમર્યાદાથી ચાલ્યો હોઉં તો ક્ષમા કરજો"

એમ બોલી માફ માગી. તેનો ઘટિત ઉત્તર વિવેક અને મર્યાદાથી આપતાં,

નળરાજા—"આપે મને સારી પેઠે રાખ્યો છે. મને કોઇપણ જાતનું આપને ત્યાં દુઃખ પડ્યું નથી. આપે અક્ષવિદ્યા શિખવી તેના બદલામાં લ્યો હું અશ્વવિદ્યા આપું છું" એમ કહિ તે શિખવી; ને એ ઋતુપર્ણ રાજા ખુશી થઇ ભીમરાજા પાસે આજ્ઞા લઈ બીજા સારથીથી પોતાનો રથ હંકાવી પોતાને દેશ ગયો.

એક મહિનો નળરાજા પોતાના સસરાને ત્યાં રહિને ૧ રથ, ૧૬ હાથી, ૫૦ ઘોડા, અને ૬૦૦ પગે ચાલનાર સૈન્ય લઇને પોતાના નગર તરફ જવા દમયંતી તથા બાળકો સહિત જલદીથી નિકળ્યો. નગર પાસે આવીને પુષ્કરને બોલાવીને કહ્યું કે,

નલ—"હે પુષ્કર! મ્હારી સાથે ફરીથી તું બાજી રમ્ય. મારી પાસે ઘણું ધન છે. દમયંતી તથા એ ધન સર્વેને પણ કરી મુકુછું જો તુ એ સર્વે જીતીશ તો તે ત્હારૂં થશે. ને જો હું જીતું તો ત્હારે રાજ્ય મુકી દેવું પડશે. એક વખત જેને જીતી લીધો તે જો બીજી વખત રમવા આવે તો તેની જોડે ફરીથી રમવું એવો બાજી રમનારાનો ધર્મ છે. જો ત્હારે બાજી રમવાની મરજી ન હોય તો મારી સાથે યુદ્ધ કરય્. જો મરજીમાં આવે તો એક હાથમાં પાસા પકડ ને ન આવે તો યુદ્ધ માટે ધનુષ્ય પકડ. આમાંથી તને સારૂં લાગે તે કરય્."

પુષ્કરઃ—"હે નલ! તું પાછું સર્વે હારી જઈશ. માટે ભરમમાં પાછો જા" એમ કહિને હસતો હસતો બરબડવા લાગ્યો. તેથી નળને ઘણી રીસ ચઢી અને તુરત તરવાર હાથમાં લઈને "ચાલ્ય્ બાજી રમવા કે, યુદ્ધ કરવા તૈયાર થા" એમ કહ્યું કે સત્વર પુષ્કર બાજી રમવા તૈયાર થયો અને પ્હેલેજ દાવે પુષ્કર રાજપાટ સર્વે હારી ગયો.

નલ—"હે પુષ્કર! યાદ કરય્, તેં મને કેટલું દુઃખ દેવા પ્રયત્ન કર્યો છે, તું સકુટુંબ અને સપરિવાર દમયંતીનો સેવક થઈ ચુકયો. તેં પ્રથમ મને જીતી લીધો તેમાંજરાપણ ત્હારૂં પરાક્રમ ન્હોતું. એ તો કલિએ કરાવ્યું હતું. તે તને ખબર ન્હોતી. જા, તને હું જીવિતદાન આપું છું, એટલુંજ નહિં પણ રાજ્યમાં ભાગ પણ આપું છું. તારાપર મારી જેવી પ્રીતિ છે તેવીને તેવીજ છે. તેમાં જરા પણ ફેરફાર થયો નથી. તું મ્હારો ભાઇ છે. ઘણો આવરદા ભોગવ." એમ કહિને તેને ખુશી કર્યો અને પુષ્કર પણ પોતાના દુષ્ટ કર્મ માટે પસ્તાવા લાગ્યો. અને નમસ્કાર કરી માફ માંગી. "તમારી કીર્ત્તિ અક્ષય રહો" એમ કહિ થોડા દિવસ નગરમાં રહિને પછીથી સકુટુંબ સપરિવાર અને સૈન્ય સહિત પોતાના ગામમાં રહેવા ગયો. મનમાન્યુ દ્રવ્ય આપી પુષ્કરને વિદાય કરી નળરાજાએ નગરમાં પ્રવેશ કર્યો. નગર લોકો, શેઠ સાહુકારો અને પ્રધાન રાજાને હર્ષથી મળીને ઘણા ખુશી થયા.

નગરમાં ઘેર ઘેર મોટો ઉત્સવ થયો અને આનંદથી તે દિવસ તહેવાર જેવો પાળીને ભાત ભાતના જમણો જમ્યા.

નળરાજા ગાદીપર બેઠો. બધે પ્રથમ પ્રમાણે આનંદ આનંદ થઇ રહ્યો. રાજાએ શાસ્ત્રવિધિ પ્રમાણે ઘણા ઘણા યજ્ઞો કર્યા, અને જંબુદ્વીપના સર્વ રાજાઓમાં શ્રેષ્ટપદ પામી રાજ્ય ભોગવતાં અખંડઆનંદને અનુભવતાં, પ્રીતિથી પ્રજાનું ભલું ઇચ્છતાં, ગોબ્રાહ્મણ પ્રતિપાલન કરતાં, ઇંદ્રના જેવો વૈભવ ભોગવવા માંડયો.

